૧૬. અમે મનુષ્યને પેદા કર્યો છે અને તેના મનમાં ઉદ્‌ભવતા વસવસાઓ સુદ્ધાંને અમે જાણીએ છીએ. અમે તેની ગળાની ધોરી નસ કરતાં પણ વધુ તેનાથી નજીક છીએ,

૧૭. (અને અમારા આ પ્રત્યક્ષ જ્ઞાન ઉપરાંત) બે લખનારાઓ તેના જમણે અને ડાબે બેઠા બેઠા દરેક વસ્તુ નોંધી રહ્યા છે.

૧૮. કોઈ શબ્દ તેમના મોઢેથી નીકળતો નથી જેને સુરક્ષિત કરી લેવા માટે એક સતત હાજર રહેનાર નિરીક્ષક મોજૂદ ન હોય.

૧૯. પછી જુઓ, તે મૃત્યુની મૂર્છા સત્ય લઈને આવી પહોંચી, આ તે જ વસ્તુ છે જેનાથી તું ભાગતો હતો.

૨૦. અને પછી 'સૂર' (રણશિંગુ) ફૂંકવામાં આવ્યું, આ છે તે દિવસ જેનાથી તું ડરાવવામાં આવતો હતો.

૨૧. દરેક વ્યક્તિ એવી સ્થિતિમાં આવી ગઈ કે તેના સાથે એક હંકારીને લાવનાર છે અને એક સાક્ષી આપનાર.

૨૨. આ વસ્તુ તરફથી તું ગાફેલ હતો, અમે તે આવરણ હટાવી દીધું જે તારા આગળ પડેલું હતું અને આજે તારી નજર ખૂબ તેજ છે.

૨૩. તેના સાથીદારે કહ્યું આ જે મારા હવાલામાં હતો, હાજર છે.

૨૪. આદેશ આપવામાં આવ્યો, ફેંકી દો જહન્નમ (નર્ક)માં દરેક કટ્ટર કાફિર (અધર્મી)ને જે સત્યનો દુશ્મન હતો,

૨૫. ભલાઈને રોકવાવાળો અને હદ વટાવી જનાર હતો, શંકામાં પડેલો હતો

૨૬. અને અલ્લાહ સાથે કોઈ બીજાને ઉપાસ્ય બનાવી બેઠો હતો. નાખી દો, તેને સખત યાતનામાં.

૨૭. તેના સાથીદારે કહ્યું, ''હે અલ્લાહ ! મેં આને વિદ્રોહી નથી બનાવ્યો, બલ્કે આ પોતે જ અંતિમ કક્ષાની પથભ્રષ્ટતામાં પડેલો હતો.''

૨૮. જવાબમાં કહેવામાં આવ્યું, ''મારા સામે ઝઘડો ન કરો, હું તમને અગાઉથી જ દુષ્પરિણામથી ચેતવી ચૂક્યો હતો.

૨૯. મારે ત્યાં વાત બદલવામાં આવતી નથી અને હું મારા બંદાઓ ઉપર અત્યાચાર કરનાર નથી.'' (રુકૂઅ-૨)

૩૦. તે દિવસે જ્યારે અમે જહન્નમને પૂછીશું કે શું તું ભરાઈ ગઈ ? અને તે કહેશે, શું હજુ બીજું કંઈ છે ?

૩૧. અને જન્નત (સ્વર્ગ) પરહેઝગાર (ઈશપરાયણ)લોકોના નજીક લઈ આવવામાં આવશે, સહેજ પણ દૂર નહીં હોય.

૩૨. કહેવામાં આવશે, ''આ છે તે વસ્તુ જેનો તમારા સાથે વાયદો કરવામાં આવતો હતો, તે દરેક વ્યક્તિ માટે જે ખૂબ જ રજૂ થનાર* અને ખૂબ

* અર્થાત્ પોતાના દરેક મામલાને અલ્લાહ સમક્ષ રજૂ કરનાર.



જ તકેદારી રાખવાવાળો* હતો,

૩૩. જે જોયા વિના રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)થી ડરતો હતો, અને જે મોહિત હૃદય લઈને આવ્યો છે.

૩૪. દાખલ થઈ જાઓ જન્નત (સ્વર્ગ)માં સલામતીપૂર્વક.'' તે દિવસ શાશ્વત જીવનનો દિવસ હશે.

૩૫. ત્યાં તે લોકો માટે તે બધું હશે જે તેઓ ઇચ્છશે, અને અમારા પાસે તેનાથી પણ ઘણું વધારે તેમના માટે છે.

૩૬. અમે આમના પહેલા ઘણી કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ જેઓ આમના કરતાં ઘણી વધારે શક્તિશાળી હતી અને દુનિયાના દેશો તેઓ ખૂંદી વળી હતી. તો શું તેઓ કોઈ આશ્રયસ્થાન મેળવી શક્યા ?

૩૭. આ ઇતિહાસના બોધપાઠ છે તે દરેક વ્યક્તિ માટે જે હૃદય રાખતો હોય, અથવા ધ્યાનપૂર્વક વાત સાંભળે.

૩૮. અમે ધરતી અને આકાશોને અને તેમના વચ્ચેની બધી વસ્તુઓને છ દિવસમાં પેદા કરી દીધી અને અમને સહેજ પણ થાક લાગ્યો નહીં.

૩૯. પછી હે પયગંબર ! જે વાતો આ લોકો બનાવે છે તેના ઉપર ધૈર્યથી કામ લો, અને પોતાના રબની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરતા રહો. સૂર્યોદય અને સૂર્યાસ્ત પહેલાં.

૪૦. અને રાતના સમયે ફરી તેની પવિત્રતાનો જાપ કરો અને સિજદાઓથી નિવૃત્ત થયા પછી પણ.

૪૧. અને સાંભળો, જે દિવસે પોકારનાર (દરેક વ્યક્તિની) નજીકથી જ પોકારશે,

૪૨. જે દિવસે સૌ પ્રલયના ધડાકાને બરાબર સાંભળતા હશે, તે ધરતીમાંથી મડદાંનો નીકળવાનો દિવસ હશે.

૪૩. અમે જ જીવન પ્રદાન કરીએ છીએ અને અમે જ મૃત્યુ આપીએ છીએ, અને અમારા તરફ જ તે દિવસે સૌને પાછા ફરવાનું છે

૪૪. જ્યારે ધરતી ફાટશે અને લોકો તેના અંદરથી નીકળીને ઝડપથી ભાગતા જતા હશે. આ એકત્ર કરવું (હશ્ર) અમારા માટે ખૂબ સરળ છે.

૪૫. હે પયગંબર ! જે વાતો આ લોકો બનાવી રહ્યા છે તેને અમે સારી રીતે જાણીએ છીએ, અને તમારૂં કામ તેમના પાસે બળજબરીપૂર્વક વાત મનાવવાનું નથી. કેવળ તમે આ કુર્આન મારફતે તે દરેક વ્યક્તિને બોધ આપી દો જે મારી ચેતવણીથી ડરે. (રુકૂઅ-૩)

* અર્થાત્ અલ્લાહે નિર્ધારિત કરેલ સીમાઓ, તેના આદેશો તથા વૈધ-અવૈધની મર્યાદાઓ અને તેણે સોંપેલ અમાનતોની રક્ષા કરનાર.

# (૫૦) સૂરઃ કૉફ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૪૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કાફ ! સોગંદ છે કુર્આનમજીદ (ગૌરવશીલ અને પ્રતિષ્ઠિત કુર્આન)ના —

૨. બલ્કે આ લોકોને આશ્ચર્ય એ વાત ઉપર થયું કે એક સચેત કરનાર સ્વયં એમનામાંથી જ એમના પાસે આવી ગયો. પછી ઈન્કાર કરનારાઓ કહેવા લાગ્યા, ‘‘આ કેવી અજબ વાત છે,

૩. શું જયારે અમે મરી જઈશું અને માટી થઈ જઈશું (તો બીજીવાર ઉઠાવવામાં આવીશું ?) આ પાછા ફરવાનું તો સમજ બહારનું છે.’’

૪. (જો કે) ધરતી આમના શરીરમાંથી જે કંઈ ખાય છે તે બધું અમારી જાણમાં છે અને અમારા પાસે એક ગ્રંથ છે, જેમાં બધું જ સરક્ષિત છે.

૫. બલ્કે આ લોકોએ તો જે વખતે સત્ય આમના પાસે આવ્યું, તે જ વખતે તેનો સ્પષ્ટ ઈન્કાર કરી દીધો. આ જ કારણે હવે આ લોકો મૂંઝવણમાં પડી ગયા છે.

૬. ભલે, તો શું આમણે ક્યારેય પોતાના ઉપર આકાશ તરફ જોયું નથી ? કેવી રીતે અમે તેને બનાવ્યું અને શણગાર્યું, અને તેમાં ક્યાંય કોઈ વિઘ્ન કે ત્રુટિ નથી.

૭. અને ધરતીને અમે પાથરી અને તેમાં પર્વતો જમાવી દીધા અને તેમાં દરેક પ્રકારની સુંદર વંનસ્પતિ ઉગાડી દીધી.

૮. આ તમામ વસ્તુઓ આંખો ખોલનારી અને બોધપાઠ આપનારી છે, તે દરેક બંદા માટે જે (સત્ય તરફ) રજૂ થનાર હોય.

૯. અને આકાશમાંથી અમે બરકતવાળું પાણી ઉતાર્યું, પછી તેના વડે બાગ અને અનાજના પાક

૧૦. અને ઊંચા-ઊંચા ખજૂરના વૃક્ષો પેદા કરી દીધા જેમના ઉપર ફળોથી લદાયેલા ઝૂમખાં એકના ઉપર એક લાગે છે.

૧૧. આ વ્યવસ્થા છે બંદાઓને રોજી આપવાની. આ પાણીથી અમે મૃત ભૂમિને જીવન પ્રદાન કરીએ છીએ. (મૃત મનુષ્યોનું જમીનમાંથી) નીકળવું પણ આ જ રીતે હશે.

૧૨. આમના પહેલાં નૂહની કોમ, અને રસ્સવાળાઓ (કૂવાવાળા), અને સમૂદ,

૧૩. અને આદ, અને ફિરઔન, અને લૂતના ભાઈ,

૧૪. અને ઐકાવાળા અને તુબ્બાની કોમના લોકો પણ ખોટું ઠેરવી ચૂક્યા છે, દરેકે રસૂલો (ઈશદૂતો)ને ખોટા ઠેરવ્યા અને છેવટે મારી યાતનાની ધમકી તેમના ઉપર લાગુ થઈ ગઈ.

૧૫. શું પ્રથમ વખતે સર્જન કરવા માટે અમે અસમર્થ હતા ? પરંતુ એક નવીન સર્જન વિષે આ લોકો શંકામાં પડેલા છે ? (રુકૂઅ-૧)

# (૫૧) અઝ્-ઝારિયાત

## પરિચય

**નામ :**

સૂરઃના પહેલા જ શબ્દ 'વઝ્ઝારિયાત' ઉપરથી નામ લેવામાં આવ્યું છે, અર્થાત્ આ તે સૂરઃ છે જેનો આરંભ 'અઝ્ઝારિયાત' શબ્દથી થાય છે.

**ઉતરાણકાળ :**

વિષયો અને વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આ સૂરઃ તે ગાળામાં ઊતરી છે જેમાં સૂરઃ કૉફ અવતરિત થઈ છે.

**ચર્ચાના વિષયો :**

આનો મોટો ભાગ આખિરત (પરલોક)ના વિષયને લગતો છે, અને અંતમાં તૌહીદ (એકેશ્વરવાદ)નો સંદેશ રજૂ કરવામાં આવ્યો છે. આની સાથે લોકોને એ વાત માટે ચેતવવામાં આવ્યા છે કે પયગંબરો (અલૈ.)ની વાત ન માનવી અને પોતાના અજ્ઞાનતાપૂર્ણ ખ્યાલોનો આગ્રહ સેવવો સ્વયં તે જ કોમો માટે વિનાશક પુરવાર થયો છે, જેમણે આ પ્રકારનું વલણ અપનાવ્યું છે.

આખિરત વિષે જે વાત આ સૂરઃના નાના-નાના પરંતુ અર્થસભર વાક્યોમાં વર્ણવવામાં આવી છે, તે એ છે કે માનવ-જીવનના પરિણામ વિષે લોકો વચ્ચે પ્રવર્તતી વિભિન્ન અને વિરોધાભાસી માન્યતાઓ જ એ વાતની સ્પષ્ટ દલીલ છે કે આમાંથી કોઈ પણ માન્યતા જ્ઞાન ઉપર આધારિત નથી, બલ્કે દરેકે પોતાના અનુમાનના ઘોડા દોડાવીને પોતાની રીતે જે ધારણાઓ ઘડી કાઢી છે તેને જ તે પોતાની માન્યતાઓ માની બેસ્યો છે. આવા મોટા અને પાયાના પ્રશ્નની બાબતમાં, જેના વિષે માણસનો અભિપ્રાય ખોટો ઠરવાથી તેનું સમગ્ર જીવન નિરર્થક બની જાય છે અને હંમેશ માટે તેના ભાવિને નષ્ટ કરી નાખે છે, જ્ઞાન વિના માત્ર અનુમાનના આધારે કોઈ માન્યતા ઘડી કાઢવી વિનાશક ભૂલ છે. આવા પ્રશ્ન માટે સાચો અભિપ્રાય બાંધવાનો માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે મનુષ્યને આખિરત વિષે જે જ્ઞાન અલ્લાહ તરફથી તેનો પયગંબર આપી રહ્યો છે, તેના ઉપર ગંભીરતાપૂર્વક વિચાર કરે અને ધરતી તથા આકાશની વ્યવસ્થા તથા સ્વયં માણસ પોતાની જાત ઉપર નજર નાખીને ખુલ્લી આંખોથી જુએ કે શું તે જ્ઞાનની સચ્ચાઈ દરેક જગ્યાએ મોજૂદ નથી?

ત્યારપછી ખૂબ જ ટૂંકાણમાં તૌહીદનો સંદેશ આપતાં જણાવવામાં આવ્યું છે કે તમારા સર્જનહારે તમને બીજાઓની બંદગી માટે નહીં, બલ્કે પોતાની બંદગી માટે પેદા કર્યા છે. તે તમારા બનાવટી ઉપાસ્યો જેવો નથી, જે તમારા પાસેથી રોજી પ્રાપ્ત કરે છે અને તમારી મદદ વિના જેમની ખુદાઈ (ઈશ્વરત્વ) ચાલી શકતી નથી. તે એવો ઉપાસ્ય છે જે સૌને રોજી આપનાર છે, જેને કોઈના પાસેથી રોજી લેવાની જરૂર નથી, અને જેની ખુદાઈ સ્વયં તેના પોતાના બળ ઉપર ચાલી રહી છે.



આ જ અનુસંધાનમાં એ પણ દર્શાવવામાં આવ્યું છે કે નબીઓ કે સંદેશવાહકો (અલૈ.)નો મુકાબલો જ્યારે પણ કરવામાં આવ્યો છે, કોઈ તર્કસંગત આધાર ઉપર કરવામાં આવ્યો નથી, બલ્કે જક્કીપણા, હઠાગ્રહ અને અજ્ઞાનતાપૂર્ણ ઘમંડના આધારે કરવામાં આવ્યો છે, જેવી રીતે આજે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે વર્તન કરવામાં આવી રહ્યું છે, અને આની પાછળનું ચાલક-બળ વિદ્રોહ સિવાય બીજું કંઈ નથી. પછી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો છે કે આ વિદ્રોહીઓ તરફ ધ્યાન ન આપો અને પોતાના સંદેશ અને પ્રચારનું કામ કર્યે જાઓ, કેમ કે તે આ લોકો માટે ભલે ફાયદાકારક ન હોય, પરંતુ ઈમાન લાવનારાઓ માટે ફાયદાકારક છે.

# (૫૧) સૂરઃ અઝ્-ઝારિયાત

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૬૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તે હવાઓના જે ધૂળ ઉડાવનાર છે !
૨. પછી પાણીથી લદાયેલા વાદળો ઉપાડનાર છે !
૩. પછી નરમ ગતિથી ચાલનાર છે !
૪. પછી એક મોટા કાર્ય (વર્ષા)નું વિભાજન કરનાર છે !
૫. સત્ય એ છે કે જે વસ્તુથી તમને ડરાવવામાં આવી રહ્યા છે તે સાચી છે
૬. અને કર્મોનો બદલો ચોક્કસ સામે આવવાનો છે.
૭. સોગંદ છે વિવિધ રૂપોવાળા આકાશના !
૮. (આખિરત અર્થાત્ પરલોકવિષે) તમારી વાત એક-બીજાથી ભિન્ન છે.
૯. તેનાથી તે જ વિમુખ થાય છે જે સત્યથી ફરેલો છે.
૧૦. માર્યા ગયા અટકળો અને કલ્પનાઓ વડે નિર્ણય કરનારાઓ,
૧૧ જેઓ અજ્ઞાનતામાં ડૂબેલા અને ગફલતમાં મદમસ્ત છે.
૧૨. પૂછે છે કે છેવટે તે બદલાનો દિવસ ક્યારે આવશે ?
૧૩ તે દિવસે તે આવશે જ્યારે આ લોકો આગ ઉપર તપાવવામાં આવશે.
૧૪. (આમને કહેવામાં આવશે) હવે ચાખો સ્વાદ પોતાના ફિત્ના (ઉપદ્રવ)નો, આ તે જ વસ્તુ છે જેના માટે તમે ઉતાવળ કરી રહ્યા હતા.
૧૫. અલબત્ત પરહેજગાર (ઈશપરાયણ અને સંયમી) લોકો તે દિવસે બાગોમાં અને ઝરણાંઓમાં હશે,
૧૬. જે કંઈ તેમનો માલિક (રબ) તેમને આપશે તેને ખુશી-ખુશી લઈ રહ્યા હશે. તેઓ તે દિવસના આગમન પહેલાં સત્કર્મી હતા,
૧૭. રાતે ઓછું જ ઊંઘતા હતા,
૧૮. પછી તે જ રાત્રિના પાછલા પહોરોમાં ક્ષમા-યાચના કરતા હતા,
૧૯. અને તેમના ધન-દોલતમાં હક્ક હતો માગવાવાળાઓ અને વંચિતો માટે.
૨૦. ધરતીમાં ઘણી નિશાનીઓ છે વિશ્વાસ કરનારાઓ માટે,
૨૧. અને સ્વયં તમારા અસ્તિત્વમાં છે. શું તમને સૂઝતું નથી ?
૨૨. આકાશમાં જ છે તમારી આજીવિકા પણ અને તે વસ્તુ પણ જેનો વાયદો તમને આપવામાં આવી રહ્યો છે.
૨૩. તો સોગંદ છે આકાશ અને ધરતીના માલિકના ! આ વાત સત્ય છે, એવી જ વિશ્વસનીય જેવી રીતે તમે બોલી રહ્યા છો. (રુકૂઅ – ૧)
૨૪. હે નબી ! ઇબ્રાહીમના આદરણીય અતિથિઓનો કિસ્સો તમને પહોંચ્યો છે ?
૨૫. જ્યારે તેઓ તેને ત્યાં આવ્યા તો કહ્યું આપને સલામ ! તેણે કહ્યું, ''આપ લોકોને પણ સલામ – કોઈ અજાણ્યા જેવા લોકો છે.''



૨૬-૨૭. પછી તે ચુપચાપ પોતાના કુટુંબીજનો પાસે ગયો અને એક (શેકેલો) હૃષ્ટપુષ્ટ વાછરડો લાવીને અતિથિઓ સમક્ષ મૂક્યો. તેણે કહ્યું, આપ લોકો ખાતા નથી ?
૨૮. પછી તે મનમાં તેમનાથી ડર્યો. તેમણે કહ્યું, ડરો નહીં, અને તેને એક જ્ઞાનવાન્ પુત્રના જન્મની ખુશખબર આપી.
૨૯. આ સાંભળીને તેની પત્ની ચીસો નાખતી આગળ આવી અને તેણે પોતાનું મોઢું પીટી નાખ્યું અને બોલી, ઘરડી, વાંઝણી !
૩૦. તેમણે કહ્યું, ''આ જ કહ્યું છે તારા રબે, તે તત્ત્વદર્શી છે અને બધું જ જાણે છે.''
૩૧. ઇબ્રાહીમે કહ્યું, ''હે અલ્લાહના મોકલેલા દૂત ! આપના સમક્ષ કયું અભિયાન છે ?''
૩૨. તેમણે કહ્યું, ''અમે એક ગુનેગાર કોમ તરફ મોકલવામાં આવ્યા છીએ
૩૩. જેથી તેના ઉપર પકવેલી માટીના પથ્થરો વરસાવી દઈએ
૩૪. જે આપના રબના ત્યાં હદથી વધી જનારાઓ માટે નિશાન કરેલા છે''
૩૫. પછી અમે તે સૌ લોકોને કાઢી લીધા જે તે વસ્તીમાં ઈમાનવાળા હતા,
૩૬. અને ત્યાં અમે એક ઘર સિવાય મુસલમાનોનું બીજું ઘર ન જોયું,
૩૭. આ પછી અમે ત્યાં માત્ર એક નિશાની તે લોકો માટે છોડી દીધી જેઓ દુઃખદાયી યાતનાથી ડરતા હોય.
૩૮. અને (તમારા માટે નિશાની છે) મૂસાના કિસ્સામાં. જ્યારે અમે તેને સ્પષ્ટ સનદ સાથે ફિરઔન પાસે મોકલ્યો
૩૯. તો તેણે પોતાના સામર્થ્ય ઉપર અકડાઈ કરી અને બોલ્યો, આ જાદુગર છે અથવા પાગલ છે.
૪૦. છેવટે અમે તેને અને તેના લશ્કરોને ઝડપી લીધા અને સૌને સમુદ્રમાં ફેંકી દીધા અને તે નિંદનીય બનીને રહી ગયો.
૪૧. અને (તમારા માટે નિશાની છે) આદમાં, જ્યારે અમે તેમના ઉપર એવી અશુભ હવા મોકલી દીધી કે
૪૨. તે જે વસ્તુ ઉપરથી પસાર થઈ તેને જર્જરિત કરી મૂકી.
૪૩. અને (તમારા માટે નિશાની છે) સમૂદમાં, જ્યારે તેમને કહેવામાં આવ્યું હતું કે એક નિશ્ચિત સમય સુધી મજા કરી લો.
૪૪. પરંતુ આ ચેતવણી ઉપર પણ તેમણે પોતાના રબ (પ્રભુ)ના આદેશનું ઉલ્લંઘન કર્યું. છેવટે જોતા-જોતામાં એક ઓચિંતી તૂટી પડનારી આફતે તેમને ઝડપી લીધા,
૪૫. પછી ન તેમનામાં ઊભા થવાની શક્તિ હતી, ન તેઓ પોતાનો બચાવ કરી શકતા હતા.

૪૬. અને આ સૌ લોકો પહેલાં અમે નૂહની કોમને નષ્ટ કરી કેમ કે તેઓ અવજ્ઞાકારી લોકો હતા. (રુકૂઅ-૨)

૪૭. આકાશને અમે અમારા જોરથી બનાવ્યું છે અને અમે એનું સામર્થ્ય ધરાવીએ છીએ.

૪૮. ધરતીને અમે બિછાવી છે અને અમે ખૂબ જ સારા સમતળ કરનારા છીએ.

૪૯. અને દરેક વસ્તુના અમે જોડા બનાવ્યા છે, કદાચ તમે આનાથી બોધપાઠ ગ્રહણ કરો.

૫૦. તો દોડો અલ્લાહ તરફ, હું તમારા માટે તેના તરફથી સ્પષ્ટપણે સચેત કરનાર છું.

૫૧. અને અલ્લાહ સાથે કોઈ બીજો ઉપાસ્ય ન બનાવો, હું તમારા માટે તેના તરફથી સ્પષ્ટપણે સચેત કરનાર છું.

૫૨. આમ જ થતું રહ્યું છે, આમના પહેલાંની કોમો પાસે પણ કોઈ રસૂલ એવો નથી આવ્યો જેને તેમણે એમ ન કહ્યું હોય કે આ જાદુગર છે અથવા દીવાનો !

૫૩. શું આ બધાએ અંદરો-અંદર આ અંગે કોઈ સમજૂતી કરી લીધી છે ? નહીં, બલ્કે આ તમામ વિદ્રોહી લોકો છે.

૫૪. પછી હે પયગંબર ! આમનાથી મુખ ફેરવી લો, તમારા ઉપર કોઈ દોષ નથી.

૫૫. અલબત્ત શિખામણ આપતા રહો, કેમ કે શિખામણ ઈમાન લાવનારાઓ માટે લાભદાયક છે.

૫૬. મેં જિન્નાતો અને મનુષ્યોને આના સિવાય બીજા કોઈ કામ માટે પેદા કર્યા નથી કે તેઓ મારી બંદગી (ઉપાસના) કરે.

૫૭. હું તેમનાથી કોઈ રોજી નથી ઇચ્છતો અને ન એવું ચાહું છું કે તેઓ મને ખવડાવે.

૫૮. અલ્લાહ તો પોતે જ રોજી આપનાર છે, ખૂબ શક્તિશાળી અને પ્રભુત્વશાળી.

૫૯. તો જે લોકોએ જુલ્મ કર્યો છે તેમના હિસ્સાની પણ એવી જ યાતના તૈયાર છે જેવી તેમના જેવા લોકોને તેમના હિસ્સાની મળી ચૂકી છે, તેના માટે આ લોકો મારા પાસે ઉતાવળ ન કરે.

૬૦. છેવટે તો વિનાશ છે ઇન્કાર કરનારાઓ માટે, તે દિવસે જેનાથી આમને ડરાવવામાં આવી રહ્યા છે. (રુકૂઅ-૩)



# (૫૨) અત્-તૂર

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દ 'વત્તૂરિ' ઉપરથી સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષયોના આંતરિક પુરાવાઓ ઉપરથી લાગે છે કે આ પણ મક્કાના તે જ તબક્કામાં ઊતરી છે જેમાં સૂરઃ ઝારિયાત ઊતરી હતી.

**ચર્ચાના વિષયો :**

આ સૂરઃ ના પ્રથમ રુકૂઅનો વિષય આખિરત (પરલોક) છે. સૂરઃ ઝારિયાતમાં આખિરતની શક્યતા અને તેના આવવા માટે દલીલો અપાઈ ચૂકી હતી, આથી અહીં તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું નથી, અલબત્ત આખિરત માટે સાક્ષી આપતી કેટલીક વાસ્તવિકતાઓ અને નિશાનીઓના સોગંદ ખાઈને ખૂબ જ ભારપૂર્વક એ કહેવામાં આવ્યું છે કે તે નિશ્ચિતપણે આવવાની છે. પછી એ બતાવવામાં આવ્યું છે કે જ્યારે તે આવશે તો તેનો ઇન્કાર કરનારાઓનો શું અંજામ આવશે, અને એને સ્વીકારીને તકવા (ઈશપરાયણતા અને સંયમ)નો માર્ગ અપનાવનારાઓ કેવી રીતે અલ્લાહના ઇનામો દ્વારા બહુમાન પામશે.

ત્યારબાદ બીજા રુકૂઅમાં કુરૈશના સરદારોના તે વલણની નિંદા કરવામાં આવી છે જે તેમણે રસૂલુલ્લાહ—ઈશદૂત (સલ્લ.)ના સંદેશના સામે અપનાવેલું હતું. તેઓ આપને ક્યારેક જ્યોતિષી, ક્યારેક દીવાના—ઉન્માદી અને ક્યારેક શાયર કે કવિ કહેતા હતા. તેઓ આપ (સલ્લ.) ઉપર આરોપ મૂકતા હતા કે આ કુર્આન આપ (સલ્લ.)એ સ્વયં ઘડીને અલ્લાહના નામથી પ્રસ્તુત કરી રહ્યાં છે. તેઓ વારંવાર મહેણાં મારતા હતા કે અલ્લાહને નબૂવ્વત-ઈશદૂતત્વ માટે મળ્યા તો ખરાં, પણ બસ આ જ ભાઈ મળ્યા ! તેઓ આપના સંદેશ અને પ્રચાર તરફ એવી લાપરવાહી દાખવતા હતા, જાણે આપ (સલ્લ.) કંઈક માગવા માટે એમની પાછળ પડી ગયા છે. તેઓ ભેગા મળીને વિચારતા હતા કે આપના વિરૂદ્ધ કઈ ચાલ ચાલવામાં આવે, જેથી આપના આ સંદેશ-પ્રચારનો ખાત્મો થઈ જાય. અલ્લાહે તેમના આ જ વલણની નિંદા કરતાં સતત પ્રશ્નો કર્યા છે, જેમાંથી દરેક પ્રશ્ન કાં તો એમના કોઈ વાંધાનો જવાબ છે અથવા એમની કોઈ અજ્ઞાનતાની સમીક્ષા. ત્યારપછી કહેવામાં આવ્યું છે કે આ લોકોને આપની નબૂવ્વતનો સ્વીકાર કરાવી લેવા માટે કોઈ ચમત્કાર—મોઅ્જિઝો દેખાડવો બિલકુલ નિરર્થક છે.

આ રુકૂઅના આરંભમાં પણ રસૂલુલ્લાહ (સલ્લ.)ને આ આદેશ આપવામાં આવ્યો છે કે આ વિરોધીઓ અને દુશ્મનોના આક્ષેપો અને વાંધાઓની પરવા કર્યા વિના પોતાના સંદેશ- પ્રચારનું કામ ચાલુ રાખે, અને અંતમાં પણ આપને ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે કે ધૈર્યપૂર્વક એમની ઊભી કરેલી અડચણોનો સામનો કર્યે જાઓ, ત્યાં સુધી કે અલ્લાહનો ફેંસલો આવી જાય. તે સાથે આપને સંતોષ આપવામાં આવ્યો છે કે આપના માલિક અને પાલનહારે આપને સત્યના દુશ્મનોના મુકાબલામાં ઊભા કરીને પોતાની હાલત ઉપર છોડી દીધા નથી, બલ્કે તે સતત દેખરેખ રાખી રહ્યો છે. જ્યાં સુધી તેના નિર્ણયની ઘડી ન આવે, આપ બધું જ સહન કરતાં જાઓ અને પોતાના રબ (માલિક, પ્રભુ)ની પ્રશંસા અને પવિત્રતાના જાપ વડે તે બળ પ્રાપ્ત કરતાં રહો જે આવા સંજોગોમાં અલ્લાહનું કામ કરવા માટે આવશ્યક હોય છે.



# (૫૨) સૂરઃ અત્-તૂર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૪૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તૂરના !

૨-૩. અને એક એવા ગ્રંથના જે પાતળી ખાલ ઉપર લખાયેલો છે !

૪-૫. અને આબાદ ઘરના ! અને ઊંચી છતના !

૬. અને લહેરાતા-ઉછળતા સમુદ્રના !

૭. કે તારા રબ (પ્રભુ)ની યાતના ચોક્કસ ઘટિત થવાની છે

૮. જેને કોઈ ટાળનાર નથી.

૯. તે દિવસે તે આવશે જ્યારે આકાશ અત્યંત ખરાબ રીતે ડગમગશે

૧૦. અને પર્વતો ઉડતા ફરશે.

૧૧. વિનાશ છે તે દિવસે, તે ખોટું ઠેરવનારાઓ માટે

૧૨. જેઓ આજે ખેલ તરીકે પોતાની દલીલબાજીઓમાં પડેલા છે.

૧૩-૧૪. જે દિવસે તેમને ધક્કા મારી-મારીને જહન્નમ (નર્ક)ની આગ તરફ લઈ જવામાં આવશે ત્યારે તેમને કહેવામાં આવશે, ''આ તે જ આગ છે જેને તમે ખોટી ઠેરવતા હતા.

૧૫. હવે કહો, આ જાદુ છે કે તમને સૂઝતું નથી ?

૧૬. જાઓ, હવે બળો આમાં, તમે ચાહે ધૈર્ય રાખો કે ન રાખો તમારા માટે સમાન છે, તમને એવો જ બદલો આપવામાં આવી રહ્યો છે જેવા તમે કર્મ કરતા હતા.''

૧૭. પરહેજગાર (અલ્લાહથી ડરનારા) લોકો ત્યાં બાગો અને નેઅ્મતોમાં હશે,

૧૮. આનંદ લઈ રહ્યા હશે તે વસ્તુઓનો જે તેમનો રબ (પ્રભુ) તેમને આપશે, અને તેમનો રબ તેમને દોજખની યાતનાથી બચાવી લેશે.

૧૯. (તેમને કહેવામાં આવશે) ખાઓ અને પીઓ આનંદથી, પોતાના તે કર્મોના બદલામાં જે તમે કરતા રહ્યા છો.

૨૦. તેઓ સામ-સામે બિછાવેલા આસનો ઉપર ગાવ-તકિયાને અઢેલીને બેઠા હશે અને અમે સુંદર આંખોવાળી હૂરો (અપ્સરાઓ)નો તેમના સાથેં વિવાહ કરી દઈશું.

૨૧. જે લોકો ઈમાન લાવ્યા છે અને તેમની સંતાન પણ કેટલાક અંશે ઈમાન ઉપર તેમના પગલે ચાલી છે તેમની સંતાનને પણ અમે (જન્નતમાં) તેમના સાથે મેળવી દઈશું અને તેમના કર્મમાં તેમને સહેજ પણ ઘટાડો કરીશું નહીં. દરેક વ્યક્તિ પોતાની કમાણીના અવેજમાં ગીરવે છે.

૨૨. અમે તેમને દરેક પ્રકારના ફળ અને માંસ, જે વસ્તુ માટે પણ તેમનું મન ઇચ્છશે, પુષ્કળ પ્રમાણમાં આપ્યે જઈશું.

૨૩. તેઓ એક-બીજા પાસેથી શરાબના જામ ઉતાવળથી લઈ રહ્યા હશે, જેમાં ન બકવાદ હશે, ન દુષ્ચરિત્ર.

૨૪. અને તેમની સેવામાં તે છોકરાઓ દોડતા ફરતાં હશે જે તેમની જ (સેવા માટે) ખાસ હશે, એવા સુંદર જાણે છૂપાવીને રાખેલા મોતી.

૨૫. આ લોકો પરસ્પર એક-બીજાથી (દુનિયામાં થઈ ગયેલા) વૃત્તાંતો વિષે પૂછશે.

૨૬-૨૭. આ લોકો કહેશે કે અમે પહેલાં અમારા કુટુંબીઓથી ડરીને જીવન પસાર કરતા હતા, છેવટે અલ્લાહે અમારા ઉપર કૃપા કરી અને અમને દઝાડી દેનારી હવાની યાતનાથી બચાવી લીધા,

૨૮. અમે પાછલા જીવનમાં તેના જ પાસે પ્રાર્થનાઓ—દુઆઓ માગતા હતા, તે ખરેખર ઘણો જ ઉપકારી અને દયાળુ છે. (રુકૂઅ-૧)

૨૯. તો હે પયગંબર ! તમે શિખામણ આપતા રહો, પોતાના રબની કૃપાથી ન તમે જ્યોતિષ છો, ન ઉન્માદી.

૩૦. શું આ લોકો એમ કહે છે કે આ વ્યક્તિ કવિ છે જેના માટે અમે કાળચક્ર ફરે તેની પ્રતીક્ષા કરી રહ્યા છીએ ?

૩૧. આમને કહો, ભલે, પ્રતીક્ષા કરો, હું પણ તમારા સાથે પ્રતીક્ષા કરૂં છું.

૩૨. શું આ લોકોની બુદ્ધિઓ આમને આવી જ વાતો કરવાનું કહે છે ? કે પછી વાસતવિકતા એ છે કે આ લોકો વૈમનસ્યમાં હદ વટાવી ગયેલા લોકો છે ?

૩૩. શું આ લોકો કહે છે કે આ માણસે આ કુર્આન પોતે ઘડી કાઢ્યું છે ? સાચી વાત એ છે કે આ લોકો ઈમાન લાવવા માગતા નથી.

૩૪. જો આ લોકો પોતાના આ કથનમાં સાચા છે તો આવો જ યશસ્વી—ગૌરવશાળી એક કલામ (વાણી) બનાવી લાવે.

૩૫. શું આ લોકો કોઈ સૃષ્ટા વગર સ્વયં પેદા થઈ ગયા છે ? કે આ પોતે જ પોતાના સૃષ્ટા છે ?

૩૬. કે ધરતી અને આકાશોને આમણે પેદા કર્યા છે ? વાસ્તવિકતા એ છે કે આ લોકો વિશ્વાસ ધરાવતા નથી.

૩૭. શું તારા રબ (માલિક)ના ખજાના આમના કબ્જામાં છે ? કે તેમના ઉપર આમની જ આજ્ઞા ચાલે છે ?

૩૮. શું આમની પાસે કોઈ સીડી છે જેના ઉપર ચઢીને આ લોકો ઉપરના લોકનો ભેદ લઈ લે છે ? આ લોકોમાંથી જેણે ભેદ લઈ લીધો હોય તે લાવે કોઈ સ્પષ્ટ પ્રમાણ.

૩૯. શું અલ્લાહ માટે તો છે પુત્રીઓ અને તમારા લોકો માટે છે પુત્રો ?

૪૦. શું તમે આમની પાસેથી કોઈ બદલો માગો છો કે બળજબરીથી પડેલ દંડના બોજ હેઠળ દબાતા જાય છે ?

૪૧. શું આમની પાસે અદૃશ્યની હકીકતોનું જ્ઞાન છે કે જેના આધારે તેઓ આ લખી રહ્યા હોય ?



૪૨. શું આ લોકો કોઈ ચાલ ચાલવા માગે છે ? જો આ વાત છે તો ઈન્કાર કરનારાઓ જ પોતાની ચાલમાં સપડાઈ જશે.

૪૩. શું અલ્લાહ સિવાય આ લોકોનો કોઈ બીજો ઉપાસ્ય છે ? અલ્લાહ પાક છે તે શિર્ક (અનેકેશ્વરવાદી કૃત્ય)થી જે આ લોકો કરી રહ્યા છે.

૪૪. તો આ લોકો આકાશના ટુકડા પણ પડતા જોઈ લે તો કહેશે કે આ વાદળ છે, જે ઘેરાતા આવી રહ્યા છે.

૪૫. તો હે પયગંબર ! આમને એમની હાલત ઉપર છોડી દો, ત્યાં સુધી કે આ લોકો પોતાના તે દિવસે પહોંચી જાય જેમાં તેઓને મારીને પાડી દેવામાં આવશે,

૪૬. જે દિવસે ન એમની પોતાની કોઈ ચાલ એમના કોઈ કામ આવશે, ન કોઈ તેમની મદદે આવશે.

૪૭. અને તે સમયના આગમન પહેલાં પણ અત્યાચારીઓ માટે એક યાતના છે, પરંતુ આમના પૈકી ઘણાંખરા જાણતા નથી.

૪૮. હે પયગંબર ! પોતાના રબ (પ્રભુ)નો ફેંસલો આવે ત્યાં સુધી ધૈર્ય રાખો, તમે અમારી નજરમાં છો. તમે જ્યારે ઊઠો તો પોતાના રબની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો,

૪૯. રાત્રે પણ તેની તસ્બીહ કરો અને તારાઓ જ્યારે પાછા વળે છે તે વખતે પણ. (રૂકૂઅ-૨)

# (૫૩) અન્-નજ્મ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પહેલા જ શબ્દ 'વન્નજ્મ' ઉપરથી લેવામાં આવ્યું છે. આ પણ વિષયની દૃષ્ટિએ સૂરઃનુ શીર્ષક નથી, બલ્કે માત્ર પ્રતીક તરીકે આનું નામ ઠેરવવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)નુ કથન છે કે ''અવ્વલુ સૂરતિન ઉન્ઝિલત ફીહા સજ્દતુન્નજ્મ'' (પહેલી સૂરઃ છે જેમાં સિજદાની આયત ઊતરી તે અન્નજ્મ છે.) આ હદીસ ઉપરથી જણાય છે કે આ કુર્આનમજીદની તે પહેલી સૂરઃ છે જેમાં રસૂલુલ્લાહ—ઈશદૂત (સલ્લ.)એ કુરૈશના એક જાહેર મેળાવડામાં (અને ઇબ્ને મરદૂયાની રિવાયત મુજબ હરમ—કા'બામાં) સંભળાવી હતી. ટોળામાં કાફિર (વિરોધીઓ) અને મોમિન (ઈમાનવાળા) બધાં જ હતા. અંતમાં આપ (સલ્લ.)એ સિજદાની આયત પઢી સિજદો કર્યો તો હાજર રહેલા સૌ લોકો આપ (સલ્લ.)ની સાથે સિજદામાં પડી ગયા અને મુશ્રિકોના તે મોટા મોટા સરદારો સુદ્ધાં, જે વિરોધ કરવામાં મોખરે રહેતા હતા, સિજદો કર્યા વિના રહી ન શક્યા.

ઇબ્ને સઅદ વર્ણવે છે કે આ પહેલાં નબૂવ્વતના પાંચમા વર્ષના રજ્જબ મહિનામાં આદરણીય સહાબી (રદિ.)ઓનો એક નાનકડો સમૂહ હબશા તરફ હિજરત કરી ચૂક્યો હતો. પછી જ્યારે તે જ વર્ષે રમઝાન માસમાં એ ઘટના બની કે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ કુરૈશની મંડળીમાં સૂરઃનજ્મની તિલાવત કરી અને કાફિર અને મોમિન સૌ આપ (સલ્લ.) સાથે સિજદામાં પડી ગયા, તો હબશાના હિજરતીઓ સુધી આ ઘટના એવા સ્વરૂપમાં પહોંચી કે મક્કાના કાફિરો મુસલમાન થઈ ગયા છે. આ સમાચાર સાંભળીને તેમાંથી કેટલાક લોકો તે જ વર્ષે શવ્વાલ માસમાં મક્કા પરત આવી ગયા. પરંતુ અહીં આવીને જાણવા મળ્યું કે અહીં તો પહેલાંની જેમ જ અત્યાચાર આચરવામાં આવી રહ્યો હતો. અંતે, હબશાની હિજરતની બીજી ઘટના બની, જેમાં પહેલી હિજરત કરતાં પણ વધુ લોકો મક્કા છોડીને જતા રહ્યા.

આમ આ વાત લગભગ ખાત્રીપૂર્વક જણાઈ આવે છે કે આ સૂરઃનું



અવતરણ નબૂવ્વતના પાંચમા વર્ષે રમઝાન માસમાં થયું છે.

**ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ :**

ઉતરાણકાળની આ વિગતો ઉપરથી ખબર પડી જાય છે કે તે કેવા સંજોગો હતા, જેમાં આ સૂરઃનું અવતરણ થયું. મક્કાના વિરોધીઓના નિરંતર એ પ્રયત્નો રહેતા હતા કે આ ઈશ-વાણીને ન પોતે જ સાંભળે, ન કોઈને સાંભળવા જ દે, અને આપ (સલ્લ.) વિરૂદ્ધ જાત-જાતની ગેરસમજો ફેલાવીને માત્ર પોતાના દુષ્પ્રચારના બળે આપ (સલ્લ.)ના આમંત્રણ અને પ્રચારને દબાવી દે.

આ સંજોગોમાં એક દિવસે રસૂલુલ્લાહ (સલ્લ.) પવિત્ર કા'બામાં, પ્રવચન કરવા માટે ઊભા થઈ ગયા અને તે વખતે અલ્લાહ તરફથી આપ (સલ્લ.)ના મુબારક મુખથી આ વાણી પ્રવાહ સરી પડ્યો, જે સૂરઃ નજ્મના રૂપમાં આપણી સામે મોજૂદ છે. આ વાણી એટલી તો અસરકારક હતી કે જ્યારે આપ (સલ્લ.)એ આને સંભળાવવાનું શરૂ કર્યું તો વિરોધીઓને શોર-બકોર કરવાનું ભાન જ ન રહ્યું, અને સમાપન વખતે આપ (સલ્લ.)એ જ્યારે સિજદો કર્યો તો તે લોકો પણ સિજદામાં પડી ગયા. પછીથી એમને ભારે મૂંઝવણ થઈ કે આ અમારાથી કેવી નબળાઈ વ્યક્ત થઈ ગઈ, અને લોકોએ પણ આમને એ માટે ઠપકો આપવા માંડ્યો કે બીજાઓને તો વાણી સાંભળવાથી રોકતા હતા, આજે પોતે જ એને કાન લગાડીને સાંભળી, એટલું જ નહીં બલ્કે, મુહમ્મદ (સલ્લ.) સાથે સિજદો પણ કરી બેઠા. છેવટે તેમણે આ વાત બનાવીને પોતાનો પીછો છોડાવ્યો કે ભાઈ, અમારા કાનોએ તો અફરઐતુમુલ્લાત વલઉઝ્ઝા વ મનાતસ્સાલિસતલઉખ્રા પછી મુહમ્મદ (સલ્લ.)ના મુખથી આ શબ્દો સાંભળ્યા હતા : ''તિલ્કલ ગુરાનકતલઉલા, વઇન્ન શફાઅતહુન્ન લતુર્જા.'' (આ ઉચ્ચ દરજ્જાની દેવીઓ છે અને એમની ભલામણ ચોક્કસ અપેક્ષિત છે.) આથી અમે માન્યું કે મુહમ્મદ (સલ્લ.) અમારી રીત ઉપર પાછા આવી ગયા છે, જો કે કોઈ ગાંડો માણસ જ આ વિચારી શક્તો હતો કે આ સમગ્ર સૂરઃના સંદર્ભમાં તે વાક્યો માટે પણ કોઈ સ્થાન હોઈ શકે છે, જે તેમના દાવા અનુસાર તેમના કાનોએ સાંભળ્યા છે. (વિગતો માટે જુઓ તફ્હીમુલકુર્આન, ખંડ-૩, અલહજ્જ, નોંધ ૯૬ થી ૧૦૧)

**વિષયવસ્તુ :**

પ્રવચનનો વિષય મક્કાના કાફિરોને તે ખોટા વલણ માટે ચેતવવાનો

છે જે તેમણે કુર્આન અને હઝરત મુહમ્મદ (સલ્લ.) વિરૂદ્ધ અપનાવી રાખ્યું હતું.

કલામની શરૂઆત આ રીતે કરવામાં આવી છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) બહેકી ગયેલા, પથભ્રષ્ટ અને ભટકેલા માણસ નથી, જેમ કે તમે એમના વિષે બધી જગ્યાએ કહેતા ફરો છો, અને ન ઇસ્લામનું આ શિક્ષણ અને સંદેશ તેમણે સ્વયં પોતાના મનથી ઘડી કાઢ્યું છે, જેમ કે તમે માનો છો, બલ્કે જે કંઈ તેઓ પ્રસ્તુત કરી રહ્યાં છે તે શુદ્ધ વહી (દિવ્ય પ્રકાશના) છે જે તેમના ઉપર અવતરિત કરવામાં આવે છે. જે હકીકતો તેઓ તમારા સામે વર્ણવી રહ્યાં છે, તે તેમના પોતાના અનુમાન અને કલ્પનાઓનું સર્જન નથી, બલ્કે નજરો-નજર નિહાળેલી હકીકતો છે.

આ પછી ક્રમવાર ત્રણ વિષયો વર્ણવવામાં આવ્યા છે :

સૌ પ્રથમ શ્રોતાઓને સમજાવવામાં આવ્યુ છે કે જે ધર્મનું તમે અનુસરણ કરી રહ્યાં છો તેનો પાયો નરી કલ્પના અને માની લીધેલી ધારણાઓ ઉપર છે. આ પ્રકારની જે માન્યતાઓ તમે અપનાવી રાખી છે, એમાંથી કોઈ માન્યતા પણ જ્ઞાન અને દલીલ ઉપર આધારિત નથી, બલ્કે કેટલીક ઈચ્છાઓ છે, જેના માટે તમે કેટલીક અંધશ્રદ્ધાઓને સત્ય સમજી બેસ્યા છો. આ એક ખૂબ મોટી પાયાની ભૂલ છે, જેમાં તમે ગ્રસ્ત છો. તમારૂં આ ભૂલમાં પડવા માટેનું મૂળ કારણ એ છે કે તમને આખિરત (પરલોક)ની કોઈ ચિંતા નથી, માત્ર દુનિયા (આલોક) જ તમને જોઈએ છે. તેથી તમને ન વાસ્તવિકતાના જ્ઞાનની કોઈ આવશ્યકતા લાગે છે, ન એ વાતની કોઈ પરવા છે કે જે માન્યતાઓનું તમે અનુસરણ કરી રહ્યાં છો તે સત્યને અનુરૂપ છે કે નહીં.

બીજું, લોકોને એ દર્શાવવામાં આવ્યું છે કે અલ્લાહ જ સમગ્ર સૃષ્ટિનો માલિક અને મુખ્તાર છે. સન્માર્ગ ઉપર તે જ છે, જે તેના માર્ગ ઉપર હોય, અને પથભ્રષ્ટ તે છે જે આ માર્ગથી ચલિત થયેલો હોય. દરેકના કર્મ તે જાણે છે અને તે તેને ત્યાં ચોક્કસપણે બૂરાઈનો બદલો બૂરો અને ભલાઈનો બદલો ભલો મળવાનો જ છે.

ત્રીજું, સત્ય-દીનના તે કેટલાક પાયાના સિદ્ધાંતો લોકોના સામે પ્રસ્તુત કરવામાં આવ્યા છે, જે કુર્આનેમજીદના અવતરણ પહેલાં સદીઓ અગાઉ પયગંબરો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત મૂસા (અલૈ.)ની પુસ્તિકાઓમાં વર્ણવવામાં આવી ચૂક્યા હતા, જેથી લોકો એ ગેરસમજમાં ન



રહે કે આ તે સૈદ્ધાંતિક સત્યો છે જે હંમેશાથી અલ્લાહના પયગંબરો વર્ણવતા આવ્યા છે.

આ વિષયો વર્ણવ્યા પછી પ્રવચનનું સમાપન એ વાત ઉપર કરવામાં આવ્યું છે કે ફેંસલાની ઘડી નજીક આવી પહોંચી છે, જેને કોઈ ટાળનાર નથી. તે ઘડીના આગમન અગાઉ હઝરત મુહમ્મદ (સલ્લ.) અને કુર્આનમજીદ દ્વારા તમને તે જ રીતે ચેતવવામાં આવી રહ્યા છે જે રીતે અગાઉ લોકોને ચેતવવામાં આવતા હતા. હવે શું આ જ છે તે વાત, જે તમને અનોખી લાગે છે ? જેની તમે હાંસી ઉડાવો છો ?

# (૫૩) અન્-નજ્મ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૬૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તારાની જ્યારે તે ડૂબ્યો !

૨. તમારા સાથે રહેવાવાળો ન ભટક્યો છે, ન બહેક્યો છે.

૩. તે પોતાના મનની ઇચ્છાથી નથી બોલતો,

૪. આ તો એક વહી (દિવ્ય પ્રકાશના) છે જે તેના ઉપર ઉતારવામાં આવે છે.

૫. તેને તે ખૂબ શક્તિશાળીએ શિક્ષા આપી છે

૬. જે મોટો તત્ત્વદર્શી છે. તે સામે આવીને ઊભો થઈ ગયો

૭. જ્યારે તે ક્ષિતિજના ઉપરના કિનારે હતો,

૮. પછી નજીક આવ્યો અને ઉપર અંતરિક્ષમાં રોકાઈ ગયો,

૯. ત્યાં સુધી કે બે કમાનો જેટલું અથવા તેનાથી થોડું ઓછું અંતર રહી ગયું.

૧૦. ત્યારે તેણે અલ્લાહના બંદાને વહી પહોંચાડી જે પણ વહી તેણે પહોંચાડવાની હતી.

૧૧. આંખોએ જે કંઈ જોયું, હૃદયે તેમાં જૂઠ ન ભેળવ્યું.

૧૨. હવે શું તમે તે વસ્તુ માટે તેનાથી ઝઘડો છો જેને તે આંખોથી નિહાળે છે ?

૧૩-૧૪. અને એક વખત ફરીથી તેણે સિદરતુલ્ મુન્તહા* ની પાસે તેને ઊતરતો જોયો

૧૫. જ્યાં પાસે જ જન્નત (સ્વર્ગ) છે ('જન્નતુલ્ માવા' જે સદૈવ રહેવાનું ઠેકાણું છે).

૧૬. તે વખતે 'સિદરહ' (બોરડી) ઉપર છવાઈ રહ્યો હતો જે કંઈ છવાઈ રહ્યો હતો,

૧૭. નજર ન તો અંજાઈ, ન હદથી આગળ વધી,

૧૮. અને તેણે પોતાના રબની મોટી-મોટી નિશાનીઓ જોઈ.

૧૯. હવે બતાવો તો જરા, તમે ક્યારેય આ 'લાત', અને આ 'ઉઝ્ઝા',

૨૦. અને ત્રીજી એક દેવી 'મનાત'ની હકીકત ઉપર સહેજ પણ વિચાર કર્યો છે ?

૨૧. શું પુત્રો તમારા માટે છે અને પુત્રીઓ અલ્લાહ માટે ?

૨૨. આ તો ભારે કપટયુક્ત વહેંચણી છે !

૨૩. વાસ્તવમાં તે કંઈ નથી પરંતુ માત્ર કેટલાક નામો જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધા છે. અલ્લાહે આમના માટે કોઈ સનંદ ઉતારી નથી. હકીકત એ છે કે લોકો માત્ર અટકળ-ને-અનુમાનોના પાછળ ચાલી રહ્યાં છે અને મનેચ્છાઓના શિષ્ય બનેલા છે. જો કે તેમના રબ (પ્રભુ) તરફથી તેમના પાસે માર્ગદર્શન આવી ચૂકયું છે.

૨૪. શું મનુષ્ય જે કંઈ ચાહે તેના માટે તે જ સત્ય છે ?

૨૫. દુનિયા અને આખિરતનો માલિક તો અલ્લાહ જ છે. (રુકૂઅ-૧)

* 'સિદરતુલ્ મુન્તહા' અર્થાત્ તે બોરનું વૃક્ષ જે અંતિમ કિનારા ઉપર સ્થિત છે. અહીં આપણા માટે એ જાણવું કઠિન છે કે આ ભૌતિક જગતની આખરી સરહદ ઉપર તે બોરનું વૃક્ષ કેવું છે અને તેનો વાસ્તવિક આકાર, પ્રકાર અને સ્થિતિ શું છે. આ ઈશ્વરીય જગતના રહસ્યો છે જેના સુધી આપણી સમજ પહોંચી →



૨૬. આકાશોમાં કેટલાય ફરિશ્તાઓ મોજૂદ છે, તેમની ભલામણ કંઈ પણ કામ આવી શકતી નથી જ્યાં સુધી અલ્લાહ કોઈ એવા વ્યક્તિ માટે તેની પરવાનગી ન આપે જેના માટે તે કોઈ નિવેદન સાંભળવા માગે અને તેને પસંદ કરે.

૨૭. પરંતુ જે લોકો આખિરતમાં માનતા નથી તેઓ ફરિશ્તાઓને દેવીઓના નામની સંજ્ઞા આપે છે,

૨૮. જો કે આ બાબતનું કોઈ જ્ઞાન તેમને પ્રાપ્ત નથી, તેઓ માત્ર અટકળના પાછળ ચાલી રહ્યા છે, અને અટકળ સત્યની જગ્યાએ કોઈ કામ આપી શકતી નથી.

૨૯. પછી હે પયગંબર ! જે વ્યક્તિ અમારા ઝિક્ર થી મુખ ફેરવે છે, અને દુનિયાના જીવન સિવાય જેને કંઈ જોઈતું નથી, તેને તેના હાલ ઉપર છોડી દો —

૩૦. આ લોકોના જ્ઞાનની પહોંચ માત્ર અહીં સુધી જ છે, આ વાત તારો રબ જ વધુ જાણે છે કે તેના રસ્તેથી કોણ ભટકી ગયેલો છે અને કોણ સન્માર્ગ ઉપર છે,

૩૧. અને ધરતી અને આકાશોની દરેક વસ્તુનો માલિક અલ્લાહ જ છે — જેથી અલ્લાહ બૂરાઈ કરનારાઓને તેમના કર્મનો બદલો આપે અને તે લોકોને સારૂં વળતર આપે જેમણે ભલાઈનો માર્ગ અપનાવ્યો છે,

૩૨. જે મોટા ગુનાઓ અને ખુલ્લંખુલ્લા અશ્લિલ કૃત્યોથી બચે છે, સિવાય કે કેટલાક કસૂર તેમનાથી થઈ જાય. નિઃશંક તારા રબની કૃપાનું દામન ખૂબ વિશાળ છે. તે તમને તે સમયથી ખૂબ સારી રીતે જાણે છે જ્યારે તેણે ધરતીથી તમને પેદા કર્યા અને જ્યારે તમે પોતાની માતાઓના પેટમાં હજુ ભ્રૂણની સ્થિતિમાં જ હતા. તો પોતાના મનની શુદ્ધતાના દાવા ન કરો, તે જ વધુ સારી રીતે જાણે છે કે હકીકતમાં અલ્લાહથી ડરવાવાળા અને સંયમી કોણ છે. (રુકૂઅ-૨)

૩૩. તો હે પયગંબર ! તમે તે માણસને પણ જોયો જે અલ્લાહના માર્ગથી ફરી ગયો

૩૪. અને થોડુંક આપીને રોકાઈ ગયો ?

૩૫. શું તેના પાસે અદૃશ્યનું જ્ઞાન છે જે તે હકીકતને જોઈ રહ્યો છે ?

૩૬. શું તેને તે વાતોના કોઈ સમાચાર પહોંચ્યા નથી જે મૂસાની પુસ્તિકાઓ

૩૭. અને તે ઇબ્રાહીમની પુસ્તિકાઓમાં વર્ણવવામાં આવેલ છે જેણે વફા (પ્રતિજ્ઞા કે વચનના પાલન)નો હક અદા કરી દીધો ?

૩૮. ''એ કે કોઈ બોજ ઉઠાવનાર બીજા કોઈનો બોજ નહીં ઉઠાવે,

૩૯. અને એ કે મનુષ્ય માટે આ સિવાય કશું જ નથી પરંતુ તે કે, જેના માટે તેણે પ્રયાસ કર્યો છે,

૪૦. અને એ કે તેના પ્રયાસો ટૂંક સમયમાં જ જોવામાં આવશે

૪૧. પછી તેનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે,

૪૨. અને એ કે છેવટે પહોંચવાનું તારા રબના જ પાસે છે,

૪૩. અને એ કે તેણે જ હસાવ્યા, અને તેણે જ રડાવ્યા,

શકતી નથી. તે કોઈ એવી સ્થિતિ છે જેના માટે માનવીય ભાષાના શબ્દોમાં 'સિદરતુલ્ મુન્તહા'થી ઉચિત શબ્દ અલ્લાહની દૃષ્ટિમાં બીજો કોઈ ન હતો.

૪૪. અને એ કે તેણે જ મૃત્યુ આપ્યું અને તેણે જ જીવન પ્રદાન કર્યું,
૪૫. અને એ કે તેણે જ નર અને માદાની જોડ પેદા કરી,
૪૬. એક ટીપાથી જ્યારે તેને ટપકાવવામાં આવે છે,
૪૭. અને એ કે બીજું જીવન પ્રદાન કરવાનું પણ તેના જ શિરે છે,
૪૮. અને એ કે તેણે જ ધનવાન બનાવ્યા અને સંપત્તિ પ્રદાન કરી,
૪૯. અને એ કે તે જ 'શિઅ્રા' (નામે આકાશમાં ચમકતા એક તારા) નો રબ છે,
૫૦. અને એ કે તેણે જ પહેલા આદને નષ્ટ કર્યા,
૫૧. અને સમૂદને એવા મિટાવી દીધા કે તેમનામાંથી કોઈને બાકી ન રહેવા દીધા,
૫૨. અને તેમના પહેલાં નૂહની કોમને નષ્ટ કરી, કેમ કે તે લોકો હતા જ ભારે અત્યાચારી અને વિદ્રોહી !
૫૩. અને ઊંધી પડનારી વસ્તીઓને ઉઠાવી ફેંકી,
૫૪. પછી આચ્છાદિત કરી દીધું તેમના ઉપર તે જે (તમે જાણો જ છો કે) શું આચ્છાદિત કરી દીધું.
૫૫ તો હે મનુષ્ય ! પોતાના રબની કઈ-કઈ કૃપાઓમાં તું શંકા કરીશ ?"
૫૬. આ એક ચેતવણી છે, અગાઉ આવેલી ચેતવણીઓમાંથી.
૫૭. આવનાર ક્ષણ નજીક આવી પહોંચી છે,
૫૮. અલ્લાહ સિવાય કોઈ તેને દૂર કરનાર નથી.
૫૯. હવે શું આ જ તે વાતો છે જેમના ઉપર તમે આશ્ચર્ય વ્યક્ત કરો છો ?
૬૦. હસો છો, અને રડતા નથી ?
૬૧. અને ગાઈ-વગાડીને તેમને ટાળો છો ?
૬૨. ઝૂકી જાઓ અલ્લાહ સમક્ષ અને બંદગી કરો. (રુકૂઅ-૩)



# (૫૪) અલ-કમર

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના વાક્ય 'વન્શક્કલકમરુ' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે. અર્થાત્ તે સૂરઃ જેમાં 'અલ-કમર' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃમાં શક્કુલ-કમર (ચંદ્ર વિભાજન)ના બનાવનો ઉલ્લેખ આવે છે જેના ઉપરથી આનો ઉતરાણકાળ નક્કી થઈ જાય છે. હદીસ-વેત્તાઓ અને વિવરણકર્તાઓ આ બાબતમાં સહમત છે કે આ બનાવ હિજરતથી લગભગ પાંચ વર્ષ પહેલાં મહાન મક્કામાં 'મિના' મુકામે બન્યો હતો.

**વિષય :**

આમાં મક્કાના કાફિરોને તે હઠાગ્રહ માટે ચેતવવામાં આવ્યા છે જે તેમણે રસૂલુલ્લાહ—ઈશદૂત (સલ્લ.)ના આમંત્રણ સામે અપનાવી રાખ્યો હતો. શક્કુલ કમર (ચંદ્ર-વિભાજન)નો અજાયબીભર્યો બનાવ એ વાતની સ્પષ્ટ નિશાની હતો કે આ તે વાતનો ખુલ્લો પુરાવો હતો કે દુનિયાનું તંત્ર શાશ્વત, સ્થાયી-કાયમી અને અવિનાશી નથી. તે વેરવિખેર થઈ શકે છે અને તે બધું પણ બની શકે છે, જેનું દૃશ્ય કયામત (મહા-પ્રલય)ની વિગતો વર્ણવતાં કુર્આનમાં આપવામાં આવ્યું છે. એટલું જ નહીં, બલ્કે આ બનાવ તે બાબત પણ જણાવી રહ્યો હતો કે દુનિયાના તંત્રના વેરવિખેર થવાની પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે અને તે સમય નજીક છે, જ્યારે કયામત આવશે. પરંતુ કાફિરોએ આને જાદુઈ ચમત્કાર ઠેરવી દીધો અને પોતાના ઈન્કાર ઉપર દૃઢ રહ્યા. આ જ હઠાગ્રહ માટે આ સૂરઃમાં તેમની નિંદા કરવામાં આવી છે.

વાણીની શરૂઆતમાં ફરમાવવામાં આવ્યું છે કે આ લોકો ન શિખામણથી માને છે, ન ઈતિહાસ ઉપરથી બોધપાઠ ગ્રહણ કરે છે, ન સગી આંખોએ ખુલ્લી નિશાનીઓ જોઈને ઈમાન લાવે છે. હવે તો આ ત્યારે જ માનશે જ્યારે કયામત હકીકતમાં આવી જશે.

આ પછી તેમના સામે નૂહની કોમ, આદ, સમૂદ અને લૂતની કોમ અને ફિરઔનવાળાઓના અહેવાલ ટૂંકા શબ્દોમાં વર્ણવી બતાવવામાં આવ્યું છે કે અલ્લાહના મોકલેલા રસૂલો—સંદેશવાહકોની ચેતવણીઓને ખોટી ઠેરવીને આ કોમો કેવી દુઃખદાયી યાતનાની ભોગ બની, અને એક-એક કોમનો કિસ્સો વર્ણવ્યા પછી વારંવાર એ વાત દોહરાવવામાં આવી છે કે આ કુર્આન શિખામણનું સહજ માધ્યમ છે, જેનાથી જો કોઈ કોમ બોધ લઈને સન્માર્ગ ઉપર પાછી આવે

તો તે આફતોનો પ્રસંગ આવી શકે નહીં, જે આ કોમ ઉપર ઊતરી.

આવી રીતે પુરોગામી કોમોના ઇતિહાસમાંથી બોધપાઠ આપતા દૃષ્ટાંતો આપ્યા પછી મક્કાના કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને સંબોધીને કહેવામાં આવ્યું છે કે જે વર્તણૂક માટે બીજી કોમો સજા મેળવી ચૂકી છે, તે જ વર્તણૂક જો તમે અપનાવો તો શા માટે તમે સજા નહીં પામો ? અને જો તમે તમારા જૂથબળ ઉપર ફુલાયા છો તો, ટૂંકમાં જ તમારૂં આ લશ્કર પરાજિત થઈ ભાગતું દેખાશે, અને આનાથી પણ કઠોર વ્યવહાર તમારા સાથે કયામતના દિવસે થશે.

અંતમાં કાફિરોને બતાવવામાં આવ્યું છે કે અલ્લાહને કયામત લાવવા માટે કોઈ મોટી તૈયારી કરવાની જરૂર નથી. બસ તેની એક આજ્ઞા થતાં જ આંખના પલકારામાં તે આવી જશે. પરંતુ દરેક વસ્તુની જેમ દુનિયાના વ્યવસ્થા-તંત્ર અને માનવ-જાતની પણ એક ઠરાવેલ યોજના છે. તે મુજબ જે સમય આ કામ માટે નક્કી છે તે જ વખતે તે આવશે. આવું નથી થઈ શકતું કે જ્યારે કોઈ પડકાર ફેંકે તો તેને મનાવવા માટે કયામત લઈ આવવામાં આવે.



# (૫૪) સૂરઃ અલ-કમર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૫૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. કયામત (પુનરુજ્જીવન)ની ઘડી નજીક આવી ગઈ અને ચંદ્ર ફાટી ગયો.

૨. પરંતુ આ લોકોની સ્થિતિ એવી છે કે કોઈ પણ નિશાની જોઈ લે, તો પણ વિમુખ બની જાય છે અને કહે છે કે આ તો ચાલ્યો આવતો જાદૂ છે.

૩. આમણે (આને પણ) ખોટો ઠેરવી દીધો અને પોતાની મનેચ્છાઓનું જ અનુસરણ કર્યું. દરેક મામલાને છેવટે એક પરિણામ ઉપર પહોંચીને રહેવાનું છે.

૪. આ લોકો સામે (પુરોગામી કોમોના) તે વૃત્તાંતો આવી ચૂક્યા છે જેમાં વિદ્રોહથી દૂર રાખવા માટે પર્યાપ્ત બોધપાઠ છે

૫. અને એવી તત્ત્વદર્શિતા જે શિખામણના હેતુને પરિપૂર્ણ કરે છે. પરંતુ ચેતવણીઓ આમની ઉપર અસર કરતી નથી.

૬-૭. તો હે પયગંબર ! આમનાથી મોઢું ફેરવી લો. જે દિવસે પોકારનાર એક ભારે અણગમતી વસ્તુ તરફ બોલાવશે, લોકો ભયભીત આંખો સાથે પોતાની કબરોમાંથી એવી રીતે નીકળશે જાણે તેઓ વિખરાયેલા તીડ છે !

૮. પોકારનારની દિશામાં દોડતા જઈ રહ્યા હશે અને તે જ ઇન્કાર કરનારાઓ (જેઓ દુનિયામાં આનો ઇન્કાર કરતા હતા) તે વખતે કહેશે કે આ દિવસ તો ખૂબ કઠિન છે.

૯. આમના પહેલાં નૂહની કોમ ખોટું ઠેરવી ચૂકી છે. તેમણે અમારા બંદાને જૂઠો ઠેરવ્યો અને કહ્યું કે આ દીવાનો છે, અને તે ખૂબ ખરાબ રીતે ઝાટકી નાખવામાં આવ્યો.

૧૦. છેવટે તેણે પોતાના રબને પોકાર્યો, ''મને દબાવી દેવામાં આવ્યો છે, હવે તું આમનાથી બદલો લે.''

૧૧. ત્યારે અમે મુશળધાર વરસાદથી આકાશના દ્વાર ઉઘાડી દીધા

૧૨. અને ધરતીને ફાડીને પાણીના સ્ત્રોતોમાં ફેરવી દીધી, અને આ સઘળું પાણી તે કાર્ય પૂરૂં કરવામાં ભળી ગયું જે નિમિત બની ગયું હતું,

૧૩-૧૪. અને નૂહને અમે એક પાટિયાં અને ખીલાવાળી (નૌકા) ઉપર સવાર કરી દીધો જે અમારી દેખરેખ હેઠળ ચાલી રહી હતી. આ હતો બદલો તે વ્યક્તિ માટે જેની અવકૃપા કરવામાં આવી હતી.

૧૫. તે હોડીને અમે એક નિશાની બનાવીને છોડી મૂકી. પછી કોઈ છે બોધ ગ્રહણ કરનાર ?

૧૬. જોઈ લો, કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણીઓ.

૧૭. અમે આ કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ માધ્યમ બનાવી

દીધું છે, તો હવે છે કોઈ બોધ ગ્રહણ કરનાર ?

૧૮. આદે ખોટું ઠેરવ્યું, તો જોઈ લો કે કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણીઓ.

૧૯. અમે એક નિરંતર અશુભ દિવસે ભારે તોફાની હવા તેમના ઉપર મોકલી દીધી

૨૦. જે લોકોને ઉપાડી-ઉપાડીને એવી રીતે ફેંકી રહી હતી, જાણે તેઓ મૂળમાંથી ઉખડી ગયેલી ખજૂરીના થડ હોય !

૨૧. તો જોઈ લો કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણીઓ.

૨૨. અમે આ કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ માધ્યમ બનાવી દીધું છે, તો હવે છે કોઈ બોધ ગ્રહણ કરનાર ? (રુકૂઅ-૧)

૨૩-૨૪. સમૂદે ચેતવણીઓને ખોટી ઠેરવી અને કહેવા લાગ્યા, ''એક એકલો માણસ જે અમારામાંનો જ છે, શું હવે અમે તેનું અનુસરણ કરીએ ? તેનું અનુસરણ કરવાનું અમે સ્વીકારી લઈએ તો એનો અર્થ એ થશે કે અમે બહેકી ગયા છીએ અને અમારી બુદ્ધિ બહેર મ રી ગ ઈ છે.

૨૫. શું અમારામાંથી માત્ર આ જ એક માણસ હતો જેના ઉપર અલ્લાહનો ઝિક્ર (અનુસ્મરણ) ઉતારવામાં આવ્યો ? નહીં, બલ્કે આ તો અંતિમ કક્ષાનો જૂઠો અને બડાઈખોર છે.''

૨૬. (અમે અમારા પયગંબરને કહ્યું), ''કાલે જ આમને ખબર પડી જશે કે કોણ અંતિમ કક્ષાનો જૂઠો અને બડાઈખોર છે.

૨૭. અમે ઊંટણીને આમના માટે પરીક્ષા બનાવીને મોકલી રહ્યા છીએ. હવે જરા ધીરજપૂર્વક જોતા રહો કે તેમનો શું અંજામ આવે છે.

૨૮. આમને જણાવી દે કે પાણી એમની અને ઊંટણીના વચ્ચે વહેંચવામાં આવશે અને દરેક પોતાના વારાના દિવસે પાણી પાસે આવશે.''

૨૯. છેવટે તેમણે પોતાના માણસને પોકાર્યો અને તેણે આ કામ કરવાનું બીડું ઝડપ્યું અને ઊંટણીને મારી નાખી,

૩૦. પછી જોઈ લો કે કેવી હતી મારી યાતના અને કેવી હતી મારી ચેતવણીઓ.

૩૧. અમે તેમના ઉપર ફકત એક ધડાકો છોડ્યો અને તેઓ વાડાની ચગદાઈ ગયેલી વાડની જેમ ભૂસું બનીને રહી ગયા.

૩૨. અમે આ કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ માધ્યમ બનાવી દીધું છે, તો હવે છે કોઈ બોધ ગ્રહણ કરનાર ?

૩૩. લૂતની કોમે ચેતવણીઓને ખોટી ઠેરવી

૩૪-૩૫. અને અમે પથ્થરો વરસાવતી હવા તેમના ઉપર મોકલી દીધી. માત્ર લૂતના કુટુંબીજનો તેનાથી સુરક્ષિત રહ્યા. તેમને અમે પોતાની કૃપા વડે રાત્રિના પાછલા પહોરમાં બચાવીને કાઢી લીધા. આ બદલો આપીએ છીએ અમે તે દરેકને જે આભારી બને છે.



૩૬. લૂતે પોતાની કોમના લોકોને અમારી પકડથી સાવધાન કર્યા, પરંતુ તેઓ બધી ચેતવણીઓને શંકાસ્પદ સમજીને વાતોમાં ઉડાવતા રહ્યા.

૩૭. પછી તેમણે તેને પોતાના મહેમાનોનું રક્ષણ કરવાથી રોકવાનો પ્રયત્ન કર્યો. છેવટે અમે તેમની આંખો આંધળી કરી દીધી કે ચાખો હવે મારી યાતના અને મારી ચેતવણીઓની મજા.

૩૮. વહેલી સવારમાં જ એક અટળ યાતનાએ તેમને ઝડપી લીધા.

૩૯. ચાખો સ્વાદ હવે મારી યાતનાનો અને મારી ચેતવણીઓનો.

૪૦. અમે આ કુર્આનને બોધપાઠ ગ્રહણ કરવા માટે સરળ માધ્યમ બનાવી દીધું છે, તો હવે છે કોઈ બોધ ગ્રહણ કરનાર ? (રુકૂઅ-૨)

૪૧. અને ફિરઔનના લોકો પાસે પણ અમારી ચેતવણીઓ આવી હતી,

૪૨. પરંતુ તેમણે અમારી બધી નિશાનીઓને ખોટી ઠેરવી. છેવટે અમે તેમને પકડ્યા જેવી રીતે કોઈ મોટો સામર્થ્ય ધરાવનાર પકડે છે.

૪૩. શું તમારા કાફિરો (અધર્મીઓ) તે લોકો કરતાં કંઈ વધુ સારા છે ? કે આકાશી ગ્રંથોમાં તમારા માટે કોઈ માફી લખેલી છે ?

૪૪. કે આ લોકો એમ કહે છે કે અમે એક મજબૂત જૂથ છીએ, પોતાનો બચાવ કરી લઈશું ?

૪૫. ટૂંકમાં જ આ જૂથ પરાજય પામશે અને આ બધા પીઠ ફેરવીને ભાગતા દેખાશે.

૪૬. બલ્કે એમનાથી નિપટવાનો અસલ વાયદાનો સમય તો કયામત છે, અને તે મોટી આપત્તિ અને ખૂબ અપ્રિય ક્ષણ છે.

૪૭. આ ગુનેગારો હકીકતમાં ગેરસમજમાં પડેલા છે અને આમની અક્કલ મારી ગઈ છે.

૪૮. જે દિવસે આ લોકોને ઊંધા મોઢે આગમાં ઘસડીને લઈ જવામાં આવશે તે દિવસે આમને કહેવામાં આવશે કે હવે ચાખો જહન્નમ (નર્ક)ની જ્વાળાઓના સ્વાદ.

૪૯. અમે દરેક વસ્તુ એક યોજના સાથે પેદા કરી છે

૫૦. અને અમારી આજ્ઞા માત્ર એક જ આજ્ઞા હોય છે અને પલકવારમાં જ તે અમલમાં આવી જાય છે.

૫૧. તમારા જેવા અનેકોને અમે નાશ કરી ચૂક્યા છીએ, તો છે હવે કોઈ બોધ ગ્રહણ કરનાર ?

૫૨. જે કંઈ આમણે કર્યું છે તે બધું જ દફતરમાં નોંધાયેલું છે

૫૩. અને દરેક નાની-મોટી વાત લખેલી મોજૂદ છે.

૫૪. અવજ્ઞાથી બચવાવાળા નિશ્ચિતપણે બાગો અને નહેરોમાં હશે,

૫૫. સાચું પ્રતિષ્ઠાનું સ્થાન, ખૂબ જ પ્રભુત્વશાળી સમ્રાટના નજીક. (રુકૂઅ-૩)

# (૫૫) અર્-રહ્‌માન

## પરિચય

**નામ :**

પહેલા જ શબ્દને આ સૂરઃનું નામ ઠેરવવામાં આવ્યું છે. આનો અર્થ એ છે કે આ તે સૂરઃ છે જે 'અર્રહ્‌માન' શબ્દથી શરૂ થાય છે. જો કે આ નામ સૂરઃના વિષય સાથે પણ ગાઢ સંબંધ ધરાવે છે, કેમ કે આમાં શરૂથી અંત સુધી મહાન અલ્લાહની કૃપાના ગુણનું પ્રગટીકરણ અને તેનાથી નીપજતા ફળોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિવરણકર્તાઓ સામાન્ય રીતે આ સૂરઃને મક્કી ઠેરવે છે. જો કે કેટલીક રિવાયતો-કથનોમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ, ઇકરિમહ અને કતાદા પાસેથી એ કથન નોંધેલું છે કે આ સૂરઃ મદની છે, પરંતુ પહેલાં તો આ જ લોકો પાસેથી બીજી રિવાયતો આનાથી વિરૂદ્ધ પણ નોંધવામાં આવી છે. બીજું, આનો વિષય મદની સૂરઃઓની સરખામણીમાં મક્કી સૂરઃઓને વધુ મળતો આવે છે, બલ્કે પોતાના વિષયને જોતાં તો આ મક્કાના પણ આરંભિક તબક્કાની જણાય છે, ઉપરાંત અનેક આધારભૂત રિવાયતો ઉપરથી એ બાબતનો પુરાવો મળે છે કે આ મહાન મક્કામાં જ હિજરતના ઘણાં વર્ષો અગાઉ ઊતરી હતી.

**વિષયવસ્તુ :**

કુર્આનમજીદની આ એક જ સૂરઃ છે, જેમાં મનુષ્ય સાથે ધરતીની બીજી અધિકાર ધરાવતી મખલૂક (સર્જન) જિન્નાતને પણ સીધું સંબોધન કરવામાં આવ્યું છે. જો કે પવિત્ર કુર્આનમાં અનેક સ્થળોએ એવા ખુલાસા છે, જેના ઉપરથી જણાય છે કે મનુષ્યોની જેમ જિન્નાતો પણ એક અધિકાર ધરાવતા અને જવાબદાર સર્જનો છે, અને તેમનામાં પણ મનુષ્યોના જેમ જ કાફિર (ઇન્કાર કરનારાઓ) અને મોમિન (ઈમાનવાળાઓ) તેમજ આજ્ઞાંકિતો અને વિદ્રોહીઓ હોય છે, અને તેમનામાં એવા જૂથો અસ્તિત્વ ધરાવે છે, જે પયગંબરો (અલૈ.) અને આકાશી ગ્રંથો ઉપર ઈમાન લાવ્યા છે, પરંતુ આ સૂરઃ આ બાબત અંગે ચોખ્ખી સ્પષ્ટતા કરે છે કે રસૂલુલ્લાહ–ઈશદૂત (સલ્લ.) અને કુર્આનમજીદનું આમંત્રણ જિન્નાત અને મનુષ્ય બંને માટે છે અને આપ (સલ્લ.)ની રિસાલત માત્ર મનુષ્યો પૂરતી મર્યાદિત નથી.

સૂરઃની શરૂઆતમાં તો સંબોધનની દિશા મનુષ્યો તરફ જ છે, કેમ કે ધરતીની ખિલાફત (પ્રતિનિધિત્વ) તેમને જ મળેલી છે, અલ્લાહના પયગંબર એમનામાં જ આવ્યા છે, અને અલ્લાહના ગ્રંથો તેમની જ ભાષાઓમાં



ઉતારવામાં આવ્યા છે, પરંતુ આગળ આયત-૧૩થી મનુષ્યો અને જિન્નાત બંનેને સમાન સંબોધન કરવામાં આવ્યું છે અને એક જ સંદેશ-આહવાન બંને સામે પ્રસ્તુત કરવામાં આવ્યો છે.

સૂરઃના વિષયો નાના-નાના વાક્યોમાં એક વિશિષ્ટ ક્રમમાં રજૂ કરવામાં આવ્યા છે :

આયત-૧ થી ૪માં એ વિષય છે કે આ કુર્આનની શિક્ષા અલ્લાહ તરફથી છે અને આ તેની કૃપાનો તકાદો છે કે તે આ શિક્ષા દ્વારા માનવ-જાતને માર્ગદર્શન આપે.

આયત-૫ અને ૬માં કહેવામાં આવ્યું છે કે સૃષ્ટિનું સમગ્ર તંત્ર અલ્લાહના આદેશો હેઠળ ચાલી રહ્યું છે અને ધરતી અને આકાશની દરેક વસ્તુ તેને આધીન છે.

આયત-૭ થી ૯માં એક બીજી મહત્ત્વની હકીકત એ વર્ણવવામાં આવી છે કે અલ્લાહે સૃષ્ટિના સમગ્ર તંત્રને ઠીક સંતુલન સાથે ન્યાયપૂર્વક સ્થાપ્યું છે અને આ તંત્રની પ્રકૃતિનો તે તકાદો છે કે આમાં રહેનારા પોત-પોતાના અધિકારોની સીમામાં પણ ન્યાયપૂર્વક જ રહે અને સંતુલન ન બગાડે.

આયત-૧૦ થી ૨૫ સુધી અલ્લાહના સામર્થ્યની અજાયબીઓ અને ચમત્કારો વર્ણવવાના સાથે તેની તે કૃપાઓ તરફ ઇશારા કરવામાં આવ્યા છે જેનાથી મનુષ્ય અને જિન્નાત ફાયદો ઉઠાવી રહ્યાં છે.

આયત-૨૬ થી ૩૦ સુધી મનુષ્ય અને જિન્નાત બંનેને એ હકીકત યાદ દેવડાવવામાં આવી છે કે આ સૃષ્ટિમાં એક અલ્લાહ સિવાય કોઈ પણ શાશ્વત અને કાયમી નથી, અને નાનાથી મોટી, કોઈ વસ્તુ એવી નથી જે પોતાના અસ્તિત્વ અને સજીવ રહેવા માટેની જરૂરતો માટે અલ્લાહની મોહતાજ ન હોય.

આયત-૩૧ થી ૩૬ સુધી આ બંને જૂથોને ચેતવવામાં આવ્યા છે કે ટૂંકમાં જ તે સમય આવવાનો છે જ્યારે તમારી પૂછપરછ કરવામાં આવશે. આ પૂછપરછથી બચીને તમે કયાંય નથી જઈ શકતા. આયત-૩૭ અને ૩૮માં બતાવવામાં આવ્યું છે કે આ પૂછપરછ કયામતના દિવસે થવાની છે.

આયત-૩૯ થી ૪૫ સુધી તે ગુનેગાર મનુષ્યો અને જિન્નાતોનો અંજામ બતાવવામાં આવ્યો છે જે દુનિયામાં અલ્લાહની અવજ્ઞા કરતા રહ્યા છે.

આયત-૪૬ થી સૂરઃના અંત સુધી વિગતવાર તે ઈનામોનું વર્ણન કરવામાં આવ્યું છે જે આખિરત (પરલોક)માં તે સદ્-ચરિત્ર મનુષ્યો અને જિન્નાતોને પ્રદાન કરવામાં આવશે, જેમણે દુનિયામાં અલ્લાહથી ડરીને જીવન પસાર કર્યું છે અને એમ સમજીને વર્ત્યા છે કે અમને એક દિવસે પોતાના રબ (પ્રભુ, માલિક) સમક્ષ ઉપસ્થિત થઈને પોતાના કર્મોનો હિસાબ આપવાનો છે.

# (૫૫) સૂરઃ અર્-રહ્‌માન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૭૮)

**અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.**

૧-૨. અત્યંત દયાળુ (અલ્લાહે) આ કુર્આનનું શિક્ષણ આપ્યું છે.
૩-૪. તેણે જ મનુષ્યને પેદા કર્યો અને તેને બોલતા શીખવાડ્યું.
૫-૬. સૂર્ય અને ચંદ્ર એક હિસાબના પાબંદ છે અને તારા તથા વૃક્ષો સૌ સિજ્દો કરે છે.
૭. આકાશને તેણે ઊંચું કર્યું અને તુલા સ્થાપિત કરી દીધી.
૮. તેનો તકાદો એ છે કે તમે તુલામાં વિક્ષેપ ન નાખો,
૯. ન્યાયપૂર્વક સાચું તોલો અને ત્રાજવામાં ડાંડી ન મારો.
૧૦. ધરતીને તેણે તમામ મખ્લૂક (સર્જનો) માટે બનાવી.
૧૧. તેમાં દરેક પ્રકારના પુષ્કળ સ્વાદિષ્ટ ફળ છે. ખજૂરીઓ છે જેના ફળ ગલેફમાં લપેટાયેલાં છે.
૧૨. વિવિધ પ્રકારના અનાજ છે જેમાં ભૂસું પણ હોય છે અને દાણાં પણ.
૧૩. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબ (પ્રભુ)ની કઈ-કઈ નેઅ્‌મતો (બક્ષિસો, કૃપાઓ)ને ખોટી ઠેરવશો ?
૧૪. મનુષ્યને તેણે ઠીકરા જેવા સૂકા સડેલા ગારામાંથી બનાવ્યો
૧૫. અને જિન્નાતને આગની જ્વાળામાંથી પેદા કર્યો,
૧૬. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબની કુદરતના ક્યા-ક્યા ચમત્કારોને ખોટા ઠેરવશો ?
૧૭. બંને પૂર્વ અને બન્ને પશ્ચિમ, સૌનો માલિક અને પાલનહાર તે જ છે,
૧૮. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબની કઈ-કઈ શક્તિઓને ખોટી ઠેરવશો ?
૧૯. બે સમુદ્રોને તેણે છોડી દીધા કે પરસ્પર ભળી જાય,
૨૦. તેમ છતાં તેમના વચ્ચે એક પડદો મોજૂદ છે જેને તેઓ ઓળંગતા નથી.
૨૧. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબની કુદરતના ક્યા-ક્યા ચમત્કારોને ખોટા ઠેરવશો ?
૨૨. આ સમુદ્રોમાંથી મોતી અને પરવાળાં નીકળે છે.
૨૩. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબની કુદરતની કઈ-કઈ કુશળતાઓને ખોટી ઠેરવશો ?
૨૪. અને આ વહાણો તેના જ છે જે સમુદ્રોમાં પર્વતોની જેમ ઊંચા ઊઠેલા છે.
૨૫. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબના ક્યા-ક્યા ઉપકારોને ખોટા ઠેરવશો ?
૨૬. દરેક વસ્તુ જે આ ધરતી ઉપર છે નાશ પામવાની છે
૨૭. અને માત્ર તારા રબની મહા-પ્રતિષ્ઠિત અને અત્યંત કૃપાવાન હસ્તી જ બાકી રહેનાર છે.



૨૮. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબની કઈ-કઈ કુશળતાઓને ખોટી ઠેરવશો ?
૨૯. ધરતી અને આકાશોમાં જે પણ છે સૌ કોઈ પોતાની આવશ્યકતાઓ તેના જ પાસેથી માગી રહ્યા છે. દરેક પળે તે નવી શાનમાં છે.
૩૦. તો પછી હે જિન્નાતો અને મનુષ્યો ! તમે પોતાના રબના ક્યા-ક્યા ઉત્તમ ગુણોને ખોટા ઠેરવશો ? (રુકૂઅ-૧)
૩૧. હે ધરતીના બોજાઓ ! ટૂંકમાં જ અમે તમારી પૂછપરછ કરવા માટે નિવૃત્ત થઈ જઈએ છીએ,
૩૨. (પછી જોઈ લઈશું કે) તમે પોતાના રબના ક્યા-ક્યા ઉપકારોને ખોટા ઠેરવો છો.
૩૩. હે જિન્નાતો અને મનુષ્યોના જૂથ ! જો તમે ધરતી અને આકાશોની સીમાઓમાંથી નીકળીને ભાગી શકતા હોવ તો ભાગી જુઓ, નથી ભાગી શકતા. તે માટે ખૂબ જોર જોઈએ.
૩૪. પોતાના રબની કઈ કઈ શક્તિઓને તમે ખોટી ઠેરવશો ?
૩૫. (ભાગવાનો પ્રયત્ન કરશો તો) તમારા ઉપર આગની જ્વાળા અને ધુમાડો છોડી દેવામાં આવશે, જેનો તમે સામનો નહીં કરી શકો.
૩૬. હે જિન્નાતો અને મનુષ્યો ! તો તમે પોતાના રબની કઈ કઈ શક્તિઓને ખોટી ઠેરવશો ?
૩૭. પછી (શું દશા થશે ત્યારે) જ્યારે આકાશ ફાટશે અને લાલ ચામડા જેવું લાલચોળ થઈ જશે ?
૩૮. હે જિન્નાતો અને મનુષ્યો ! (તે વખતે) તમે પોતાના રબની કઈ-કઈ શક્તિઓને ખોટી ઠેરવશો ?
૩૯. તે દિવસે કોઈ મનુષ્ય અને કોઈ જિન્નાતને તેનો અપરાધ પૂછવાની જરૂર નહીં પડે,
૪૦. પછી (જોઈ લેવામાં આવશે કે) તમે બંને જૂથો પોતાના રબના ક્યા-ક્યા ઉપકારોને ખોટા ઠેરવો છો ?
૪૧. ત્યાં અપરાધીઓને તેમના ચહેરાઓથી ઓળખી લેવામાં આવશે અને તેમને માથાના વાળ અને પગ પકડી-પકડીને ઢસડવામાં આવશે.
૪૨. (તે વખતે) તમે પોતાના રબની કઈ-કઈ શક્તિઓને ખોટી ઠેરવશો ?
૪૩. (ત્યારે કહેવામાં આવશે) આ તે જ જહન્નમ છે જેને ગુનેગારો ખોટી ઠેરવતા હતા.
૪૪. તે જ જહન્નમ અને ઉકળતા પાણીના વચ્ચે તેઓ ચક્કર કાપતા રહેશે.
૪૫. પછી પોતાના રબની કઈ-કઈ શક્તિઓને તમે ખોટી ઠેરવશો ? (રુકૂઅ-૨)
૪૬. અને તે દરેક વ્યક્તિ માટે જે પોતાના રબ સમક્ષ હાજર થવાનો ડર રાખતો હોય, બે બાગ છે.
૪૭. પોતાના રબના ક્યા-ક્યા ઇનામોને તમે ખોટા ઠેરવશો ?
૪૮. લીલીછમ ડાળીઓથી ભરપૂર.
૪૯. પોતાના રબના ક્યા-ક્યા ઇનામોને તમે ખોટા ઠેરવશો ?

૫૦. બંને બાગોમાં બે ઝરણાં વહેતા હશે.
૫૧. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૫૨. બંને બાગોમાં દરેક ફળ બે-બે પ્રકારના.
૫૩. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૫૪. જન્નતી લોકો એવા ગાલીચા ઉપર તકિયા અઢેલીને બેસશે જેમના અસ્તર મોટા રેશમના હશે, અને બાગોની ડાળીઓ ફળોથી લચી પડતી હશે.
૫૫. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૫૬. આ નેઅ્મતો (કૃપાઓ) વચ્ચે શરમાળ નયનોવાળીઓ હશે, જેમને આ જન્નતી લોકો પહેલા ક્યારેય કોઈ મનુષ્ય અથવા જિન્નાતે સ્પર્શ નહીં કર્યો હોય.
૫૭. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૫૮. એવી સુંદર જાણે હીરા અને મોતી !
૫૯. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૬૦. ભલાઈનો બદલો ભલાઈ સિવાય બીજો શું હોઈ શકે છે ?
૬૧. પછી હે જિન્નાતો અને મનુષ્યો ! પોતાના રબના ક્યા-ક્યા ઉત્તમ ગુણોને તમે ખોટા ઠેરવશો ?
૬૨. અને તે બે બાગો ઉપરાંત બીજા બે બાગો હશે.
૬૩. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૬૪. ઘીચ લીલાછમ બાગ.
૬૫. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૬૬. બંને બાગોમાં બે ઝરણા, ફુવારાઓની જેમ ખળ ખળ કરીને બહાર નીકળતા,
૬૭. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૬૮. તેમાં પુષ્કળ પ્રમાણમાં ફળ અને ખજૂર અને દાડમ.
૬૯. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૭૦. આ ઈનામો વચ્ચે સુચરિત્ર અને સુંદર પત્નીઓ.
૭૧. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૭૨. તંબુઓમાં રાખવામાં આવેલી હૂરો (અપ્સરાઓ).
૭૩. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૭૪. આ જન્નતી લોકો પહેલા ક્યારેય કોઈ મનુષ્ય કે જિન્નાતે તેમને સ્પર્શ કર્યો નહીં હોય.
૭૫. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૭૬. તે જન્નતી લોકો લીલા ગાલીચા અને સ્વચ્છ અને અદ્વિતીય ફરશો ઉપર તકિયા અઢેલીને બેસશે.
૭૭. પોતાના રબના ક્યા-ક્યા ઈનામોને તમે ખોટા ઠેરવશો ?
૭૮. ખૂબ બરકતવાળું છે તારા પ્રભાવશાળી અને કૃપાવત માલિક અને પાલનહાર (રબ)નું નામ. (રુકૂઅ-૩)



# (૫૬) અલ-વાકિઅહ

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ 'અલ-વાકિઅહ'ને આ સૂરઃનું નામ ઠેરવવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ સૂરઃઓના ઉતરાણનો જે ક્રમ વર્ણવ્યો છે તેમાં તેઓ કહે છે કે પહેલા સૂરઃ તાહા ઊતરી, પછી અલ-વાકિઅહ અને તે પછી અશ્-શુઅરા (અલ ઈત્કાન લિસ્સુયૂતી). આ જ ક્રમ ઈકરિમહએ પણ વર્ણવ્યો છે. (બયહકી, દલાઈલુન્નુબુવ્વત)

આને તે ઘટના દ્વારા પણ સમર્થન મળે છે જે હઝરત ઉમર (રદિ.)ના ઈમાન લાવવા વિષે ઈબ્ને હિશામે ઈબ્ને ઈસ્હાક પાસેથી નોંધી છે. એમાં દર્શાવ્યું છે કે જ્યારે હઝરત ઉમર (રદિ.) પોતાની બહેનના ઘરમાં પ્રવેશ્યા તો સૂરઃ તાહા વંચાઈ રહી હતી અને તેમણે કહ્યું, ''સારૂં, મને તે પાનાં બતાવો જે તમે છૂપાવી દીધાં છે. જોઉં તો ખરો તેમાં શું લખ્યું છે.'' બહેને કહ્યું, ''આપ પોતાના શિર્ક (અનેકેશ્વરવાદ)ના કારણે અપવિત્ર છો, આ પાનાંને માત્ર પવિત્ર અને શુદ્ધ માણસ જ સ્પર્શ કરી શકે છે.'' આથી હઝરત ઉમર (રદિ.)એ જઈને સ્નાન કર્યું અને પછી પાનાં લઈને વાંચ્યા. આના ઉપરથી જણાયું કે સૂરઃ વાકિઅહ તે સમયે ઊતરી ચૂકી હતી, કેમ કે આમાં જ આયત 'લાયમસ્સુહુ ઈલ્લલ્ મુતહ્હરૂન' આવી છે અને તે ઐતિહાસિક રીતે પુરવાર થયેલું છે કે હઝરત ઉમર (રદિ.) હબશાની હિજરત પછી નબૂવ્વતના પાંચમા વર્ષે ઈમાન લાવ્યા હતા.

**વિષયવસ્તુ :**

આનો વિષય આખિરત (પરલોક), તૌહીદ (એકેશ્વરવાદ) અને કુર્આન વિષે મક્કાના કાફિરોની શંકાઓનું ખંડન છે. તેઓ જે વસ્તુને સૌથી વધુ અવિશ્વસનીય ઠેરવતા હતા તે એ હતી કે કયામત (મહા-પ્રલય પછી પુનર્જીવન) આવશે. તેઓ એમ કહેતા હતા કે આ બધું જ કાલ્પનિક વાર્તા છે, જે વાસ્તવમાં બની શકે નહીં. આના જવાબમાં ફરમાવ્યું કે જ્યારે તે બનાવ બનશે તે વખતે કોઈ આ જૂઠ બોલનાર નહીં હોય કે તે બન્યો નથી, તેમજ કોઈની તાકાત નહીં હોય કે તેને આવતા રોકી દે, અથવા ઘટનાને ઘટતી અટકાવી દે. તે વખતે નિશ્ચિતપણે તમામ મનુષ્યો ત્રણ વર્ગોમાં વહેંચાઈ જશે : એક, 'સાબેકીન' (મોખરાના લોકો), બીજા; 'સાલેહીન' (સામાન્ય સદ્કાર્યો કરનારા) અને ત્રીજા

તેઓ જેઓ આખિરત (પરલોક)ના ઇન્કાર કરનારા બની રહ્યા અને મૃત્યુ પર્યંત કુફ્ર (ઇન્કાર) અને શિર્ક (અનેકેશ્વરવાદ) તેમજ મોટા ગુનાઓ–પાપકૃત્યો ઉપર અડગ રહ્યા. આ ત્રણે વર્ગો સાથે જે વ્યવહાર થશે તે આયત-૭ થી ૫૬ સુધી વિગતવાર વર્ણવવામાં આવ્યો છે.

આ પછી આયત-૫૭ થી ૭૪ સુધી ઇસ્લામની તે પાયાની બે ધારણાઓની સત્યતા વિષે નિરંતર દલીલો આપવામાં આવી છે, જેને કાફિરો માનવાનો ઇન્કાર કરી રહ્યા હતા, અર્થાત્ તૌહીદ અને આખિરત.

ત્યારબાદ આયત-૭૫ અને ૮૨ સુધી કુર્આન વિષેની એમની શંકાઓનું ખંડન કરવામાં આવ્યું છે અને કુર્આનની સત્યતા વિષે બે સંક્ષિપ્ત વાક્યોમાં આ અનુપમ દલીલ રજૂ કરવામાં આવી છે કે આની ઉપર કોઈ વિચાર કરે તો આમાં એવી જ સુદ્દઢ વ્યવસ્થા જોશે, જેવી સૃષ્ટિના તારા અને ગ્રહોની સુદ્દઢ વ્યવસ્થા છે, અને આ જ વસ્તુ તે વાતની દલીલ છે કે આનો લેખક એ જ છે જેણે સૃષ્ટિની આ વ્યવસ્થા ગોઠવી છે. પછી અસત્યવાદીઓને કહેવામાં આવ્યું છે કે આ ગ્રંથ તે યોજનાલેખ (નવિશ્તા-એ-તકદીર)માં અંકિત છે જે તમામ સર્જીવોની પહોંચથી પર છે. તમે સમજો છો કે આને હઝરત મુહમ્મદ (સલ્લ.) પાસે શેતાનો લઈને આવે છે, જો કે 'લૌહે મહફૂઝ' (સુરક્ષિત પાટી)થી હઝરત મુહમ્મદ (સલ્લ.) સુધી જે માધ્યમ દ્વારા આ પહોંચે છે તેમાં શુદ્ધ આત્માઓવાળા ફરિશ્તાઓ સિવાય કોઈની રજ બરાબર પણ દખલ નથી.

અંતમાં મનુષ્યને બતાવવામા આવ્યુ છે કે તુ ગમે તેટલી જીભ ચલાવે અને પોતાની આપખુદીના ઘમંડમાં હકીકતો પ્રત્યે આંધળો બની જાય, પરંતુ મૃત્યુનો સમય તારી આંખો ખોલી દેવા માટે પૂરતો છે. તે વખતે તું તદ્દન લાચાર હોય છે, પોતાના માતા-પિતાને બચાવી શકતો નથી, પોતાની સંતાનને બચાવી શકતો નથી. બધા જ તારી આંખો સામે મૃત્યુ પામે છે અને તું જોતો જ રહી જાય છે. જો કોઈ ઉચ્ચતર શક્તિ તારા ઉપર શાસન ચલાવતી નથી અને તારી આ ધારણા સાચી છે કે દુનિયામાં માત્ર તું જ તું છે, કોઈ અલ્લાહ નથી, તો કોઈ મૃત્યુ પામતા જીવને પાછો કેમ લઈ આવતો નથી ? જેવી રીતે તું આ મામલામાં લાચાર છે તેવી રીતે અલ્લાહના હિસાબ અને તેની સજા અને બદલાને પણ રોકી દેવું તારા અધિકારમાં નથી. તું ચાહે માને કે ન માને, મૃત્યુ પછી દરેક મૃત્યુ પામનાર પોતાનો અંજામ જોઈને રહેશે.



# (૫૬) સૂરઃ અલ-વાકિઆહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૯૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જ્યારે તે ઘટિત થનાર ઘટના ઘટિત થઈ જશે
૨. તો કોઈ તેના ઘટિત થવાને ખોટું ઠેરવનાર નહીં હોય.
૩. તે ઊથલપાથલ કરી દેનારી આપત્તિ હશે,
૪. ધરતી તે વખતે એકાએક હલાવી નાખવામાં આવશે
૫-૬. અને પર્વતો એવી રીતે ચૂરે-ચૂરા કરી નાખવામાં આવશે કે વિખરાયેલ ધૂળ બનીને રહી જશે.
૭. તમે લોકો તે વખતે ત્રણ જૂથોમાં વહેંચાઈ જશો :
૮. જમણી બાજુવાળા, તો જમણી બાજુવાળાઓ (ના સૌભાગ્ય)નું શું કહેવું !
૯. અને ડાબી બાજુવાળા, તો ડાબી બાજુવાળાઓ (ના દુર્ભાગ્ય)નું શું ઠેકાણું !
૧૦. અને આગળવાળા તો પછી આગળવાળા જ છે !
૧૧. તેઓ જ તો નિકટવર્તી લોકો છે.
૧૨. નેઅ્મતોભરી (કૃપાસભર) જન્નતોમાં રહેશે.
૧૩-૧૪. આગળનાઓમાંથી ઘણાં હશે અને પાછળનાઓમાંથી ઓછા.
૧૫. રત્નજડિત અને સુશોભિત આસનો ઉપર
૧૬. તકિયા લગાવીને આમને-સામને બેસશે.
૧૭-૧૮. તેમની મહેફિલોમાં શાશ્વત કિશોરો વહેતા ઝરણાઓના શરાબથી ભરેલા પ્યાલાઓ અને સુરાહીઓ અને જામ લઈને દોડતા-ફરતા હશે, જેને
પીધા પછી ન તેમનું માથું ચકરાશે, ન તેમની બુદ્ધિમાં વિકાર આવશે.
૨૦. અને તેઓ તેમના સામે જાત-જાતના સ્વાદિષ્ટ ફળો પ્રસ્તુત કરશે કે જે ચાહે તે પસંદ કરી લે,
૨૧. અને પક્ષીઓનું માંસ પ્રસ્તુત કરશે કે જે પક્ષીનું ચાહે તેનો ઉપભોગ કરે.
૨૨-૨૩. અને તેમના માટે સુંદર નયનોવાળી હૂરો (અપ્સરાઓ) હશે, એવી સુંદર જાણે છૂપાવીને રાખેલા મોતી !
૨૪. આ બધું તેમના તે કર્મોના બદલારૂપે તેમને મળશે જે તેઓ દુનિયામાં કરતા રહ્યા હતા.
૨૫-૨૬. ત્યાં તેઓ કોઈ વ્યર્થ વાત કે ગુનાની વાત નહીં સાંભળે. જે વાત પણ થશે સારી જ સારી હશે.
૨૭. અને જમણી બાજુવાળા, જમણી બાજુવાળાઓ (ના સૌભાગ્ય)નું શું કહેવું !
૨૮-૨૯. તેઓ કંટકરહિત બોરડીઓ, અને એકના ઉપર એક ગોઠવાયેલા કેળાં,

૩૦. અને દૂર-દૂર સુધી ફેલાયેલો છાંયડો,

૩૧. અને પ્રતિક્ષણ વહેતું પાણી,

૩૨-૩૩. અને ક્યારેય સમાપ્ત ન થનાર અને કોઈ પણ રોક-ટોક વિના પ્રાપ્ત થનારા પુષ્કળ ફળો

૩૪. અને ઊંચી બેઠકોમાં હશે.

૩૫. તેમની પત્નીઓને વિશેષ રીતે નવેસરથી પેદા કરીશું

૩૬. અને તેમને કુમારિકાઓ બનાવી દઈશું,

૩૭. પોતાના પતિઓની મોહિત અને સમવયસ્ક.

૩૮. આ કંઈક જમણી બાજુવાળાઓ માટે છે. (રુકૂઅ-૧)

૩૯-૪૦. તેઓ આગળનાઓમાંથી ઘણાં હશે અને પાછળનાઓમાંથી પણ ઘણાં.

૪૧. અને ડાબી બાજુવાળાઓ, ડાબી બાજુવાળાઓના દુર્ભાગ્યનું શું કહેવું !

૪૨. તેઓ ગરમ લૂની ઝાળ અને ઊકળતા પાણી

૪૩-૪૪. અને કાળા ધુમાડાના છાંયડામાં હશે, જે ન શીતળ હશે અને ન આરામદાયક.

૪૫. આ તે લોકો હશે જેઓ આ અંજામે પહોંચતા પહેલાં સુખી-સંપન્ન હતા

૪૬. અને મોટા ગુનાઓનો આગ્રહ કરતા હતા.

૪૭. કહેતા હતા, ''શું જ્યારે અમે મરીને માટી બની જઈશું અને હાડપિંજર રહી જઈશું તો ફરી ઉઠાવીને ઊભા કરવામાં આવીશું ?

૪૮. અને શું અમારા તે બાપ-દાદાઓને પણ ઉઠાવવામાં આવશે જેઓ અગાઉ થઈ ગયા છે ?''

૪૯-૫૦. હે પયગંબર ! આ લોકોને કહો, નિઃશંક આગળના અને પાછળના સૌ એક દિવસે અવશ્ય એકત્ર કરવામાં આવનાર છે જેનો સમય નક્કી કરી દેવામાં આવ્યો છે.

૫૧-૫૨. પછી હે ભટકી ગયેલાઓ અને ખોટું ઠેરવનારાઓ ! તમે ઝક્કૂમના વૃક્ષનું ભોજન કરવાના છો.

૫૩. તેનાથી જ તમે પેટ ભરશો

૫૪-૫૫. અને ઉપરથી ઊકળતું પાણી તરસના રોગિષ્ઠ ઊંટની જેમ પીશો.

૫૬. આ છે (તે ડાબી બાજુવાળાઓની) અતિથિ-સત્કારની સામગ્રી બદલાના દિવસે !

૫૭. અમે તમને પેદા કર્યા છે, પછી કેમ સાચું માનતા નથી ?

૫૮. ક્યારેય તમે વિચાર્યું, આ વીર્ય જે તમે નાખો છો,



૫૯. એનાથી બાળક તમે બનાવો છો કે તેના બનાવનાર અમે છીએ ?

૬૦-૬૧. અમે તમારા વચ્ચે મૃત્યુની વહેંચણી કરી છે, અને અમે તેનાથી વિવશ નથી કે તમારા રૂપ બદલી નાખીએ અને કોઈ એવા રૂપમાં પેદા કરી દઈએ જેને તમે જાણતા નથી.

૬૨. પોતાની પહેલી ઉત્પત્તિને તો તમે જાણો જ છો, પછી કેમ બોધ ગ્રહણ કરતા નથી ?

૬૩. ક્યારેય તમે વિચાર્યું, આ બીજ જે તમે વાવો છો,

૬૪. તેમાંથી ખેતી તમે ઉગાડો છો કે તેના ઉગાડનારા અમે છીએ ?

૬૫-૬૬. અમે ચાહીએ તો આ ખેતીને ભૂસું બનાવી મૂકીએ અને તમે જાત-જાતની વાતો કરતા જ રહી જાઓ કે ઊલ્ટાના અમે તો દંડાઈ ગયા,

૬૭. અમારા તો ભાગ્ય જ ફૂટેલા છે.

૬૮. ક્યારેય તમે આંખો ખોલીને જોયું, આ પાણી જે તમે પીઓ છો,

૬૯. તેને તમે વાદળોમાંથી વરસાવ્યું છે કે એના વરસાવનાર અમે છીએ ?

૭૦. અમે ઇચ્છીએ તો એને ખૂબ જ ખારૂં બનાવીને મૂકી દઈએ, પછી કેમ તમે આભારી થતા નથી ?

૭૧. ક્યારેય તમે વિચાર કર્યો, આ આગ જે તમે સળગાવો છો,

૭૨. એનું વૃક્ષ તમે પેદા કર્યું છે કે એને પેદા કરનારા અમે છીએ ?

૭૩. અમે તેને યાદ દેવડાવનાર સાધન અને જરૂરિયાતવાળાઓ માટે જીવન-સામગ્રી બનાવી છે.

૭૪. તો હે પયગંબર ! પોતાના મહાન રબ (પ્રભુ)ના નામની તસ્બીહ (ગુણગાન) કરો. (રુકૂઅ-૨)

૭૫. તો નહીં, હું સોગંદ ખાઉં છું તારાઓની સ્થિતિઓના !

૭૬. અને જો તમે સમજો તો આ ખૂબ મોટા સોગંદ છે,

૭૭. કે આ એક ઉચ્ચ કોટિનું કુર્આન છે,

૭૮. એક સુરક્ષિત ગ્રંથમાં અંકિત,

૭૯. જેને પવિત્ર લોકો સિવાય કોઈ સ્પર્શ કરી શકતું નથી.

૮૦. આ સમગ્ર સૃષ્ટિના માલિકનું અવતારિત કરેલું છે.

૮૧. પછી શું આ વાણીની તમે ઉપેક્ષા કરો છો,

૮૨. અને આ કૃપામાં પોતાનો ભાગ તમે એ રાખ્યો છે કે આને ખોટું ઠેરવો છો ?

૮૩-૮૭. હવે જો તમે કોઈના આધીન નથી અને પોતાના આ ખ્યાલમાં સાચા છો, તો જ્યારે મરનારનો જીવ ગળામાં આવી ગયો હોય છે અને તમે નજરે નિહાળો છો કે તે મરી રહ્યો છે, તે વખતે તેના નીકળતા પ્રાણને પાછો કેમ લઈ આવતા નથી ? તે વખતે તમારા કરતાં અમે તેનાથી વધુ નિકટ હોઈએ છીએ પરંતુ તમને દેખાતા નથી.

૮૮. પછી જો એ મરનાર (અલ્લાહના) નિકટવર્તીઓ પૈકી હોય

૮૯. તો તેના માટે આરામ અને ઉત્તમ રોજી અને નેઅ્મતો (બક્ષિસોઓ)થી ભરપૂર જન્નત (સ્વર્ગ) છે

૯૦. અને જો તે જમણી બાજુવાળાઓમાંથી હોય,

૯૧. તો તેનું સ્વાગત એ રીતે થાય કે સલામ તને, તું જમણી બાજુવાળાઓમાંથી છે,

૯૨. અને જો તે ખોટું ઠેરવનારા પથભ્રષ્ટ લોકોમાંથી હોય

૯૩. તો તેનાં સ્વાગત માટે ઊકળતુ પાણી છે

૯૪. અને જહન્નમ (નર્ક)માં ઝોકાવાનું.

૯૫. આ બધું જ તદ્દન સત્ય છે,

૯૬. પછી હે પયગંબર ! પોતાના મહાન રબ (પ્રભુ)ના નામની તસ્બીહ (ગુણગાન) કરો. (રુકૂઅ-૩)



# (૫૭) અલ-હદીદ

## પરિચય

**નામ :**

આયત-૨૫માં આવતા શબ્દો 'વઅ્ઝલ્નલ્-હદીદ' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ મદની સૂરઃ છે તે અંગે સહમતિ પ્રવર્તે છે અને આના વિષયો ઉપર વિચાર કરતાં લાગે છે કે સંભવતઃ આ ઉહુદની લડાઈ અને હુદૈબિયહની સંધિ વચ્ચે કોઈ સમયે ઊતરી છે. આ તે જ સમય હતો જ્યારે ઈસ્લામને પોતાના અનુયાયીઓ પાસેથી ફક્ત પ્રાણની કુરબાની જ નહીં, બલ્કે આર્થિક બલિદાન જરૂરી હતું. આયત-૧૦માં આ માટે જોરદાર અપીલ કરવામાં આવી છે.

**વિષયવસ્તુ :**

આનો વિષય અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની શિખામણ આપવાનો છે. ઈસ્લામના ઈતિહાસમાં આરબ અજ્ઞાનતા સાથે ઈસ્લામનું નિર્ણાયક યુદ્ધ જ્યારે મચાઈ ચૂક્યુ હતુ તે અતિ નાજુક જમાનામાં, આ સૂરઃ ઉતારવામાં આવી. મુસલમાનોને વિશેષતઃ આર્થિક કુરબાનીઓ માટે તૈયાર કરવામાં આવે અને એ વાત સમજાવી દેવામાં આવે કે ઈમાન માત્ર મૌખિક એકરાર અને કેટલીક બાહ્ય વિધિઓનું નામ નથી, બલ્કે અલ્લાહ અને તેના દીન માટે નિખાલસ બનવું તેની મૂળ આત્મા અને સચ્ચાઈ છે. જે વ્યક્તિ આ આત્મા ધરાવતી ન હોય અને અલ્લાહ અને તેના દીનના મુકાબલે પોતાના પ્રાણ અને ધન તથા હિતને વધુ પ્રિય રાખે તેની ઈમાનની કબૂલાત પોકળ છે, તેનું કોઈ મૂલ્ય અલ્લાહને ત્યાં નથી. આ હેતુસર પ્રથમ અલ્લાહના ગુણો વર્ણવવામાં આવ્યા છે જેથી શ્રોતાઓને અહેસાસ થઈ જાય કે મહાન હસ્તી તરફથી તેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે. ત્યારબાદ નીચે મુજબના વિષયો એક પછી એક વર્ણવવામાં આવ્યા છે :

— ઈમાનનો અનિવાર્ય તકાદો એ છે કે વ્યક્તિ અલ્લાહના માર્ગમાં ધન ખર્ચવાથી બચવાની કોશિશ ન કરે.

— અલ્લાહના માર્ગમાં પ્રાણ અને ધનનું બલિદાન, જો કે કોઈપણ સંજોગોમાં પ્રશંસનીય છે, પરંતુ આ બલિદાનોનું મૂલ્ય સંજોગોની ગંભીરતાના આધારે નક્કી થાય છે. જે લોકો ઈસ્લામની કમજોરીની હાલતમાં તેના વર્ચસ્વ માટે પ્રાણની બાજી લગાવે અને ધન ખર્ચે તેમના દરજ્જાને તે લોકો પહોંચી શકતા નથી જે ઈસ્લામને વર્ચસ્વ પ્રાપ્ત થયા પછી પ્રાણ અને ધનનું બલિદાન આપે.

— સત્ય-માર્ગમાં જે ધન ખર્ચવામાં આવે તે અલ્લાહના શિરે ઋણ છે, અને અલ્લાહ તેને ન માત્ર અનેકગણું વધારીને પાછું આપશે, બલ્કે પોતાના તરફથી વધારાનો બદલો પણ પ્રદાન કરશે.

● આખિરત (પરલોક)માં નૂર (પ્રકાશ) તે જ ઈમાનવાળાઓને પ્રાપ્ત થશે જેમણે અલ્લાહના માર્ગમાં પોતાનું ધન ખર્ચ કર્યું હોય અને તે દંભીઓ જે દુનિયામાં પોતાના અંગત હિતોનું જ ધ્યાન રાખતા રહ્યા. આખિરતમાં તેમને મોમિનોથી અલગ કરી દેવામાં આવશે, નૂરથી તેઓ વંચિત રહેશે અને તેમનો અંજામ કાફિરોના સાથે આવશે.

— મુસલમાનોએ તે ગ્રંથવાળા જેવા ન બની જવું જોઈએ જેમના જીવન ભૌતિક વસ્તુઓ પ્રાપ્ત કરવામાં પૂરા થઈ ગયા છે અને જેમના હૃદય લાંબા સમયથી ગફલતમાં પડીને પથ્થર બની ગયા છે. તે મોમિન જ કેવો, જેનું હૃદય અલ્લાહનું નામ આવતાં ન પીગળે અને તેના ઉતારેલા સત્ય સામે ન ઝૂકે.

— અલ્લાહના નજીક 'સિદ્દીક' (સત્ય-નિષ્ઠ) અને 'શહીદ' (સત્ય કાજે પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરીને સાક્ષી આપનાર) માત્ર તે ઈમાનવાળા જ છે જેઓ પોતાનું ધન આડંબરની ભાવના વિના સાચા હૃદયથી તેના માર્ગમાં ખર્ચ કરે.

— દુનિયા (આલોક)નું જીવન માત્ર થોડા દિવસની મોજ-મજા અને ધોખાની વસ્તુ છે. અહીંના ખેલકૂદ, મોજ-શોખ, સાજ-શણગાર, મોટાઈનું ગર્વ અને ધન-દોલત જેમાં લોકો એકબીજાથી સરસાઈ લઈ જવા પ્રયત્ન કરે છે, બધું જ ક્ષણિક અને નશ્વર છે. સ્થાયી જીવન વાસ્તવમાં આખિરત (પરલોક)નું જીવન છે જ્યાં મહત્ત્વપૂર્ણ પરિણામ આવવાનું છે. તમારે એકબીજાથી સરસાઈ મેળવવા પ્રયત્ન કરવા હોય તો આ પ્રયત્ન જન્નત (સ્વર્ગ) તરફ દોડવામાં કરો.

— દુનિયામાં આરામ અને તકલીફ જે કંઈ આવે છે અલ્લાહના પૂર્વલિખિત નિર્ણય અનુસાર આવે છે. મોમિન (ઈમાનવાળા)નું વર્તન એવું હોવું જોઈએ કે તકલીફ પડે તો હિંમત ન ગુમાવે અને આરામ પ્રાપ્ત થાય તો ફુલાઈ ન જાય.

— અલ્લાહે પોતાના રસૂલો ખુલ્લી નિશાનીઓ, ગ્રંથ અને ઈન્સાફ સાથે મોકલ્યા, જેથી લોકો જીવનમાં ન્યાય અપનાવે અને તેના સાથે લોખંડ પણ ઉતાર્યું, જેથી સત્યની સ્થાપના અને અસત્યને પરાજિત કરવા માટે શક્તિનો ઉપયોગ કરવામાં આવે. અલ્લાહ એ જોવા માગે છે કે મનુષ્યોમાં કોણ છે જેઓ તેના દીનના સમર્થન અને મદદ માટે ઊભા થઈ જાય અને તેના કાજે પ્રાણ આપી દે.

● અલ્લાહ તરફથી અગાઉ આવેલ પયગંબરોના આમંત્રણથી કેટલાક લોકો સન્માર્ગ ઉપર આવ્યા અને મોટાભાગના અવજ્ઞાકારી બની રહ્યા. પછી હઝરત ઈસા (અલૈ.) આવ્યા જેમના શિક્ષણથી લોકોમાં ઘણાં નૈતિક ગુણો પેદા થયા, પરંતુ તેમના અનુયાયીઓએ સંસાર-ત્યાગનો નવો રિવાજ અપનાવી લીધો. હવે અલ્લાહે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને મોકલ્યા છે. તેમના ઉપર જે લોકો ઈમાન લાવશે અને અલ્લાહનો ડર રાખીને જીવન પસાર કરશે, તે તેમને પોતાની કૃપાનો બમણો હિસ્સો આપશે અને તેમને નૂર પ્રદાન કરશે. ગ્રંથવાળા ચાહે પોતાને અલ્લાહની કૃપાના ઈજારેદાર સમજે, પરંતુ અલ્લાહની કૃપા તેના પોતાના હાથમાં જ છે, તેને અખત્યાર છે જેને ચાહે પોતાની કૃપાથી નવાજી દે.



# (૫૭) સૂરઃ અલ-હદીદ

(મદીનામાં અવતરિત થઈ ● રૂકૂઅ : ૪ ● આયતો : ૨૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલ્લાહની તસ્બીહ (ગુણગાન) કરી છે તે દરેક વસ્તુએ જે ધરતી અને આકાશોમાં છે, અને તે જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૨. ધરતી અને આકાશોના રાજ્યનો માલિક તે જ છે, જીવન પ્રદાન કરે છે અને મૃત્યુ આપે છે, અને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય ધરાવે છે.

૩. તે જ પ્રથમ પણ છે અને અંતિમ પણ, અને દૃશ્ય પણ અને અદૃશ્ય પણ, અને તે દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે.

૪. તે જ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં સર્જ્યાં અને પછી સિંહાસન ઉપર બિરાજમાન થયો. તેના જ્ઞાનમાં છે જે કંઈ ધરતીમાં જાય છે અને જે કંઈ તેમાંથી નીકળે છે અને જે કંઈ આકાશમાંથી ઉતરે છે અને જે કંઈ તેમાં ચઢે છે. તે તમારા સાથે છે જ્યાં પણ તમે છો. જે કામ પણ તમે કરો છો તેને તે જોઈ રહ્યો છે.

૫. તે જ ધરતી અને આકાશોના રાજ્યનો માલિક છે અને બધા મામલાઓ ફેંસલા માટે તેના સમક્ષ રજૂ કરવામાં આવે છે.

૬. તે જ રાતને દિવસમાં અને દિવસને રાતમાં દાખલ કરે છે, અને હૃદયના છૂપાં રહસ્યો સુદ્ધાં જાણે છે.

૭. ઈમાન લાવો અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત) ઉપર અને ખર્ચ કરો તે વસ્તુઓમાંથી જેના ઉપર તેણે તમને ખલીફા (પ્રતિનિધિ) બનાવ્યા છે. જે લોકો તમારા પૈકી ઈમાન લાવશે અને માલ ખર્ચ કરશે તેમના માટે મોટો બદલો છે.

૮. તમને શું થઈ ગયું છે કે તમે અલ્લાહ ઉપર ઈમાન લાવતા નથી, જો કે રસૂલ તમને પોતાના રબ (પ્રભુ) ઉપર ઈમાન લાવવા માટે બોલાવી રહ્યો છે અને તે તમારાથી વચન લઈ ચૂક્યો છે જો તમે ખરેખર માનવાવાળા છો.

૯. તે અલ્લાહ જ તો છે જે પોતાના બંદા ઉપર સ્પષ્ટ આયતો અવતરિત

કરી રહ્યો છે જેથી તમને અંધકારમાંથી કાઢી પ્રકાશમાં લઈ આવે, અને હકીકત આ છે કે અલ્લાહ તમારા ઉપર ખૂબ જ કરુણામય અને મહેરબાન છે.

૧૦. છેવટે શું કારણ છે કે તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા નથી જો કે ધરતી અને આકાશોનો વારસો અલ્લાહ જ માટે છે. તમારામાંથી જે લોકો વિજય પછી ખર્ચ અને (સત્ય માટે) જિહાદ કરશે તેઓ કદાપિ તે લોકોના સમાન થઈ શકતા નથી જેમણે વિજય પહેલાં ખર્ચ અને જિહાદ કરેલ છે. તેમનો દરજ્જો પાછળથી ખર્ચ અને જિહાદ કરનારાઓ કરતાં ઊંચો છે જો કે અલ્લાહે બંનેના સાથે સારા વાયદાઓ કર્યા છે. જે કંઈ તમે કરો છો અલ્લાહ તેનાથી વાકેફ છે. (રુકૂઅ-૧)

૧૧. કોણ છે જે અલ્લાહને ઋણ આપે ? સારૂં ઋણ, જેથી અલ્લાહ તેને અનેકગણું વધારીને પાછું આપે અને તેના માટે શ્રેષ્ઠ વળતર છે.

૧૨. તે દિવસે જ્યારે તમે ઈમાનવાળા પુરૂષો અને સ્ત્રીઓને જોશો કે તેમનું નૂર (પ્રકાશ) તેમના આગળ આગળ અને તેમની જમણી બાજુ દોડી રહ્યું હશે. (તેમને કહેવામાં આવશે કે) "આજે ખુશખબર છે તમારા માટે." જન્નતો હશે જેમના નીચે નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશાં રહેશે. આ જ છે મોટી સફળતા.

૧૩. તે દિવસે મુનાફિક (દંભી) પુરૂષો અને સ્ત્રીઓની હાલત એવી હશે કે તેઓ ઈમાનવાળાઓને કહેશે, "જરા અમારા તરફ જુઓ, જેથી અમે તમારા નૂર (પ્રકાશ)થી થોડોક ફાયદો ઉઠાવીએ." પરંતુ તેમને કહેવામાં આવશે, "પાછળ હટી જાઓ, પોતાનો પ્રકાશ બીજે ક્યાંક શોધો." પછી તેમના વચ્ચે એક દીવાલ ઊભી કરી દેવામાં આવશે જેમાં એક દરવાજો હશે. તે દરવાજાના અંદર રહમત (કૃપા) હશે અને બહાર યાતના.

૧૪. તેઓ ઈમાનવાળાઓને પોકારી-પોકારીને કહેશે, "શું અમે તમારા સાથે ન હતા ?" ઈમાનવાળાઓ જવાબ આપશે, "હા, પરંતુ તમે પોતે પોતાને મુસીબતમાં નાખ્યા, તકવાદિતાથી કામ લીધું, શંકામાં પડી રહ્યા અને ખોટી આશાઓ તમને ધોખામાં નાખતી રહી, ત્યાં સુધી કે અલ્લાહનો ફેંસલો આવી ગયો, અને છેવટ સુધી તે મોટો ધોખેબાજ (શૈતાન) તમને અલ્લાહની બાબતમાં ધોખો આપતો રહ્યો.



૧૫. આથી આજે તમારા પાસેથી ન કોઈ ફિદયો (મુક્તિ પ્રતિ-દાન) સ્વીકારવામાં આવશે અને ન તે લોકો પાસેથી જેમણે ખુલ્લંખુલ્લા ઇન્કાર કર્યો હતો. તમારૂં ઠેકાણું જહન્નમ (નર્ક) છે, તે જ તમારી દેખરેખ રાખનાર છે, અને આ સૌથી ખરાબ પરિણામ છે."

૧૬. શું ઈમાન લાવનારાઓ માટે હજુ તે સમય આવ્યો નથી કે તેમના હૃદય અલ્લાહના સ્મરણ (ઝિક્ર)થી પીગળે અને તેના અવતરિત કરેલા સત્ય આગળ ઝૂકે અને તેઓ તે લોકો જેવા ન થઈ જાય જેમને પહેલા ગ્રંથ આપવામાં આવ્યો હતો, પછી લાંબો સમય પસાર થઈ ગયો તો તેમના હૃદય કઠોર થઈ ગયા અને આજે તેમાંના ઘણાખરા અવજ્ઞાકારી બનેલા છે ?

૧૭. બરાબર જાણી લો કે અલ્લાહ ધરતીને તેના મૃત્યુ પછી પુનઃ સજીવન કરે છે, અમે તમને નિશાનીઓ સ્પષ્ટ દેખાડી દીધી છે, કદાચ તમે બુદ્ધિપૂર્વક વર્તો.

૧૮. પુરૂષો અને સ્ત્રીઓમાંથી જે લોકો દાન આપનારા છે અને જેમણે અલ્લાહને સારૂં ઋણ આપ્યું છે, તેમને નિઃસંદેહ અનેકગણું વધારીને આપવામાં આવશે અને તેમના માટે શ્રેષ્ઠ બદલો છે.

૧૯. અને જે લોકો અલ્લાહ અને તેના રસૂલો ઉપર ઈમાન લાવ્યા છે તેઓ જ પોતાના રબના નજીક સિદ્દીક (સત્યનિષ્ઠ) અને શહીદ (સાક્ષી) છે, તેમના માટે તેમનું વળતર અને તેમનું નૂર છે અને જે લોકોએ ઇન્કાર કર્યો છે અને અમારી આયતોને ખોટી ઠેરવી છે તેઓ દોજખી છે. (રુકૂઅ-૨)

૨૦. બરાબર જાણી લો કે આ દુનિયાનું જીવન તેના સિવાય કંઈ નથી કે એક ખેલ અને દિલ્લગી અને બાહ્ય ભભકો અને એક-બીજાના સામે શેખી કરવી અને માલ અને સંતાનમાં એક-બીજાથી આગળ વધી જવાની કોશિશ કરવું છે. આનું દૃષ્ટાંત એવું છે કે જાણે એક વરસાદ થઈ ગયો તો તેનાથી પેદા થનારી ખેતી જોઈને ખેડૂતો ખુશ થઈ ગયા. પછી તે જ ખેતી પાકી જાય છે અને તમે જુઓ છો કે પીળી પડી ગઈ. પછી તે ભૂસું બનીને રહી જાય છે. આનાથી વિપરીત, આખિરત (પરલોક) તે જગ્યા છે જ્યાં કઠોર યાતના છે અને અલ્લાહની ક્ષમા

અને તેની પ્રસન્નતા છે. દુનિયાનું જીવન ભ્રમમાં નાખવા ઊભી કરેલ માયાજાળ સિવાય કશું નથી.

૨૧. દોડો અને એક-બીજાથી આગળ વધવાનો પ્રયાસ કરો, પોતાના રબની ક્ષમા અને તે જન્નત તરફ જેની વિશાળતા આકાશ અને ધરતી સમાન છે, જે તૈયાર કરવામાં આવી છે તે લોકો માટે જેઓ અલ્લાહ અને તેના રસૂલો ઉપર ઈમાન લાવ્યા હોય. આ અલ્લાહનું કૃપા-દાન છે, જેને ચાહે છે પ્રદાન કરે છે, અને અલ્લાહ મોટો કૃપાળુ છે.

૨૨. કોઈ મુસીબત એવી નથી જે ધરતી ઉપર અથવા તમારા પોતાના ઉપર ઊતરતી હોય અને અમે તેને પેદા કરતાં પહેલાં એક પુસ્તક (અર્થાત્ ભાગ્ય-લેખ)માં લખી ન રાખી હોય. આવું કરવું અલ્લાહ માટે ખૂબ સરળ છે.

૨૩. (આ સઘળું એટલા માટે છે) જેથી જે કંઈ નુકસાન તમને થાય તે બદલ તમે હતોત્સાહ ન થાઓ અને જે કંઈ અલ્લાહ તમને આપે તેના ઉપર ફુલાઈ ન જાઓ. અલ્લાહ એવા લોકોને પસંદ કરતો નથી જેઓ પોતાને મોટા સમજે છે અને અભિમાન કરે છે.

૨૪. જેઓ પોતે કંજૂસી કરે છે અને બીજાઓને કંજૂસી કરવા માટે પ્રોત્સાહન આપે છે. હવે જો કોઈ મોઢું ફેરવે છે તો અલ્લાહ અપેક્ષારહિત અને તે સ્વયં પ્રશંસિત છે.

૨૫. અમે પોતાના રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ અને માર્ગદર્શનો સાથે મોકલ્યા અને તેમના સાથે ગ્રંથ અને તુલા ઉતાર્યા જેથી લોકો ન્યાય ઉપર કાયમ થાય, અને લોખંડ ઉતાર્યું જેમાં ઘણું બળ છે અને લોકો માટે ફાયદાઓ છે. આ એટલા માટે કરવામાં આવ્યું જેથી અલ્લાહ એ જાણી લે કે કોણ તેને જોયા વિના તેના અને તેના રસૂલોની મદદ કરે છે. નિઃશંક અલ્લાહ ખૂબ શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે. (રુકૂઅ-૩)

૨૬. અમે નૂહ અને ઇબ્રાહીમને મોકલ્યા અને તે બંનેના વંશમાં પયગંબરી (ઈશદૂતત્વ) અને ગ્રંથ મૂકી દીધા. પછી તેમના વંશજોમાંથી કોઈએ



માર્ગદર્શન અપનાવ્યું અને ઘણાંખરા અવજ્ઞાકારી થઈ ગયા.

૨૭. તેમના પછી અમે નિરંતર પોતાના રસૂલ મોકલ્યા, અને તે સૌના પછી મરયમના પુત્ર ઈસાને મોકલ્યો અને તેને ઇંજીલ પ્રદાન કરી, અને જેમણે તેનું અનુસરણ કર્યું તેમના હૃદયોમાં અમે કરુણા અને દયા મૂકી દીધાં. અને સંસાર-ત્યાગની પ્રથા તેમણે પોતે જ શોધી કાઢી. અમે તેમના ઉપર તેને ફરજિયાત બનાવી ન હતી, પરંતુ અલ્લાહની પ્રસન્નતાની ઇચ્છાના કારણે તેમણે પોતે જ આ નવી વસ્તુ કાઢી અને પછી જેવી રીતે પાલન કરવું જોઈતું હતું, તેવી રીતે પાલન કર્યું નહીં. તેમનામાંથી જેઓ ઈમાન લાવ્યા હતા તેમનો બદલો અમે તેમને આપ્યો, પરંતુ તેમાંના ઘણાંખરા અવજ્ઞાકારી છે.

૨૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો અને તેના રસૂલ (મુહમ્મદ સલ્લ.) ઉપર ઈમાન લાવો, અલ્લાહ તમને પોતાની કૃપાનો બમણો હિસ્સો પ્રદાન કરશે અને તમને તે પ્રકાશ પ્રદાન કરશે જેના અજવાળામાં તમે ચાલશો, અને તમારા ગુના માફ કરી દેશે, અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૨૯. (તમારે આ માર્ગ અપનાવવો જોઈએ) જેથી ગ્રંથવાળાઓને જાણ થઈ જાય કે અલ્લાહની કૃપા ઉપર તેમનો કોઈ ઇજારો નથી, અને એ કે અલ્લાહની કૃપા તેના પોતાના જ હાથમાં છે, જેને ચાહે છે પ્રદાન કરે છે, અને તે મોટો કૃપાળુ છે. (રુકૂઅ-૪)

# (૫૮) અલ-મુજાદલા

## પરિચય

**નામઃ**

આ સૂરઃનું નામ 'અલ-મુજાદલા' પણ છે અને 'અલ-મુજાદિલહ' પણ. આ નામ પહેલી જ આયતના શબ્દ 'તુજાદિલુક' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળઃ**

કોઇ રિવાયતમાં આ અંગે કોઇ સ્પષ્ટતા મળતી નથી કે 'મુજાદલહ'નો આ બનાવ ક્યારે બન્યો હતો. પરંતુ એક નિશાની આ સૂરઃમાં એવી છે, જેના આધારે આ વાત ચોક્કસપણે કહી શકાય છે કે આનો ઉતરાણકાળ અહ્ઝાબના યુદ્ધ (શવ્વાલ હિ.સ.૦૫) પછીનો છે. સૂરઃ અહ્ઝાબમાં અલ્લાહે દત્તક પુત્રને સગા પુત્ર માનવાનું ખંડન કરતાં એમ ફરમાવીને છોડી દીધું હતું કે 'વમાજઅલ અઝવાજકુમુલ્લાઇ તુઝાહિરૂન મિન્હુન્ન ઉમ્મહાતિકુમ' ( અને અલ્લાહે તમારી તે પત્નીઓને જેમના સાથે તમે ઝિહાર કરો છો તમારી માતાઓ બનાવી નથી). પરંતુ તેમાં એ બતાવવામાં આવ્યું ન હતું કે 'ઝિહાર' કરવો કોઇ ગુનો છે, અને ન એ જ બતાવવામાં આવ્યું હતું કે આ કૃત્ય માટે શરઇ (ઇસ્લામી કાનૂની) આદેશ શું છે. આનાથી વિપરીત, આ સૂરઃ માં 'ઝિહાર'નો સંપૂર્ણ કાનૂન વર્ણવી દેવામાં આવ્યો છે. આના ઉપરથી જણાય છે કે આ વિગતવાર આદેશો તે સંક્ષિપ્ત આદેશો પછી ઊતર્યા છે.

**ચર્ચાનાં વિષયોઃ**

આ સૂરઃ માં મુસલમાનોને તે જુદા-જુદા પ્રશ્નો વિષે આદેશો આપવામાં આવ્યા છે જે તે સમયે ઉપસ્થિત થયા હતા.

સૂરઃની શરૂઆતથી છ આયત સુધી 'ઝિહાર'ના શરઇ આદેશો (ઇસ્લામી કાનૂનો) વર્ણવવામાં આવ્યા છે, અને તેના સાથે મુસલમાનોને કડકપણે ચેતવવામાં આવ્યા છે કે ઇસ્લામ પછી અજ્ઞાનતાના રિવાજો ઉપર મક્કમ રહેવું અને અલ્લાહની ઠરાવેલી મર્યાદાઓને તોડવી, તદ્દન ઇમાન વિરૂદ્ધનું કૃત્ય છે જેની સજા દુનિયા (આલોક)માં પણ અપમાન અને ફજેતી છે અને આખિરત (પરલોક)માં પણ આ અંગે સખત રીતે પૂછવામાં આવશે.

આયતે-૭ થી ૧૦માં દંભીઓના એ વલણ માટે પકડ કરવામાં આવી છે કે તેઓ અંદરોઅંદર ગુપ્ત મસલતો કરીને જાત-જાતના બગાડ અને ષડયંત્રોની યોજનાઓ બનાવતા હતા, અને તેમના હૃદયોમાં દ્વેષ છૂપાયેલો હતો, જેના કારણે અલ્લાહના રસૂલ (સલ્લ.)ને તેઓ યહૂદીઓની જેમ એવી રીતે સલામ કરતા હતા, જેનાથી દુઆ(પ્રાર્થના)ને બદલે બદ્દુઆ(શ્રાપ)નો અર્થ નીકળતો



હતો. આ અંગે મુસલમાનોને સંતોષ આપવામાં આવ્યો છે કે દંભીઓની આ સતલસ તમારૂં કંઇ બગાડી શકતી નથી, આથી તમે અલ્લાહના ભરોસે પોતાનું કામ કર્યે જાઓ અને તેના સાથે તેમને એ શિક્ષણ આપવામાં આવ્યું છે કે સાચા ઇમાનવાળાનું કામ ગુના, અત્યાચાર અને પયગંબરના આદેશોનું ઉલ્લંઘન કરવા માટે સતલસ કરવાનું નથી, પરંતુ જો અંદરોઅંદર એકાંતમાં કોઇ વાત કરે તો તે પણ ભલાઇ અને તકવા (ધર્મપરાયણતા)ની હોવી જોઇએ.

આયત-૧૧ થી ૧૩માં મુસલામાનોને બેઠકો—મજલિસોમા ઊઠવા-બેસવાની સભ્યાતાના નિયમો શીખવવામાં આવ્યા છે અને તે કેટલીક સામાજિક ખામીઓ દૂર કરવા માટે આદેશો આપવામાં આવ્યા છે જે પહેલાં પણ લોકોમાં જોવામાં આવતી હતી અને આજે પણ જોવા મળે છે.

આયત-૧૪ થી સૂરઃના અંત સુધી મુસ્લિમ સમાજના સભ્યોને, જેમાં નિખાલસ ઇમાનવાળા અને દંભીઓ અને દ્વિધા અનુભવતા લોકો સૌ સામેલ હતા, તદ્દન યોગ્ય શબ્દોમાં બતાવવામાં આવ્યું છે કે દીન (ધર્મ)માં વ્યક્તિની નિખાલસતાનું ધોરણ શું છે. એક પ્રકારના મુસલમાનો તે છે જેઓ ઇસ્લામના દુશ્મનો સાથે દોસ્તી રાખે છે, પોતાના હિત ખાતર તે દીન સાથે વિશ્વાસઘાત કરવામાં કોઇ ખચકાટ અનુભવતા નથી, જેના ઉપર ઇમાન ધરાવવાનો તેઓ દાવો કરે છે. બીજા પ્રકારના મુસલમાનો તે છે જેઓ અલ્લાહના દીનની બાબતમાં કોઇ બીજાનો ખ્યાલ કરવાનું તો દૂર, પોતાના બાપ, ભાઇ, સંતાનો અને કુટુંબની પણ પરવા કરતા નથી. અલ્લાહે આ આયતોમાં સ્પષ્ટપણે ફરમાવી દીધું છે કે પહેલાં પ્રકારના લોકો ચાહે ગમે તેટલી સોગંદો ખાઇને પોતાના મુસલમાન હોવાના દાવાનો વિશ્વાસ અપાવે, વાસ્તવમાં તેઓ શેતાનના પક્ષવાળા છે, અને અલ્લાહના પક્ષમાં સામેલ થવાનું સદ્ભાગ્ય માત્ર બીજા પ્રકારના મુસલમાનોને જ પ્રાપ્ત છે.

# (૫૮) સૂરઃ અલ-મુજાદલા

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૨૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. **અલ્લાહે સાંભળી લીધી તે સ્ત્રીની વાત જે પોતાના પતિના મામલામાં** તમારા સાથે તકરાર કરી રહી છે અને અલ્લાહથી ફરિયાદ કર્યે જાય છે. અલ્લાહ તમારા બંનેની વાતચીત સાંભળી રહ્યો છે, તે બધું જ સાંભળનાર અને જોનાર છે.

૨. તમારામાંથી જે લોકો પોતાની પત્નીઓ સાથે 'ઝિહાર'* કરે છે તેમની પત્નીઓ તેમની માતાઓ નથી, તેમની માતાઓ તો તે જ છે જેમણે તેમને જન્મ આપ્યો છે. આ લોકો ભારે અપ્રિય અને જૂઠી વાત કહે છે, અને હકીકત એ છે કે અલ્લાહ મોટો માફ કરનાર અને દરગુજર કરનાર છે.

૩. જે લોકો પોતાની પત્નીઓ સાથે 'ઝિહાર' કરે પછી પોતાની તે વાતથી પાછા ફરે જે તેમણે કહી હતી, તો એક-બીજાને હાથ લગાવે તે પહેલા તેમણે એક ગુલામ આઝાદ કરવો પડશે. આનાથી તમને શિખામણ આપવામાં આવે છે, અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી સુમાહિતગાર છે.

૪. અને જે વ્યક્તિ ગુલામ ન મેળવી શકે તે બે મહિનાના નિરંતર રોઝા (ઉપવાસ) રાખે, તે પહેલા કે બંને એક-બીજાને હાથ લગાવે. અને જે વ્યક્તિને આનું પણ સામર્થ્ય પ્રાપ્ત ન હોય તે ૬૦ ગરીબોને ભોજન કરાવે.

આ આદેશ એટલા માટે આપવામાં આવી રહ્યો છે કે તમે અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત) ઉપર ઈમાન લાવો. આ અલ્લાહની નિર્ધારિત કરેલ મર્યાદાઓ છે, અને કાફિરો (ઈન્કાર કરનારાઓ) માટે પીડાકારી સજા છે.

૫. જે લોકો અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કરે છે તેઓ તેવી જ રીતે અપમાનિત અને તિરસ્કૃત કરી દેવામાં આવશે જેવી રીતે તેમના પહેલાંના લોકો અપમાનિત અને તિરસ્કૃત કરવામાં આવી ચૂક્યા છે. અમે સ્પષ્ટ આયતો ઉતારી દીધી છે, અને કાફિરો માટે અપમાનજનક યાતના છે.

૬. તે દિવસે (આ અપમાનજનક યાતના થવાની છે) જ્યારે અલ્લાહ તે સૌને ફરીથી જીવંત કરીને ઉઠાવશે અને તેમને બતાવી દેશે કે તેઓ શું કરીને આવ્યા છે. તેઓ ભૂલી ગયા છે પરંતુ અલ્લાહે તેમનું બધું કર્યું-કરાવ્યું ગણી-ગણીને સુરક્ષિત રાખ્યું છે અને અલ્લાહ એક-એક વસ્તુ ઉપર સાક્ષી છે. (રુકૂઅ-૧)

૭. શું તમને ખબર નથી કે ધરતી અને આકાશોની પ્રત્યેક વસ્તુનું અલ્લાહને

* અરબસ્તાનમાં મહદ્અંશે એવું થતું કે પતિ અને પત્નીમાં લડાઈ-ઝઘડો થતો, ત્યારે પતિ ગુસ્સામાં આવીને કહેતો કે 'તુ મારા માટે એવી છે, જેમ કે મારી માતાની પીઠ' તેનો અર્થ એ થતો કે તારા સાથે સંભોગ કરવો મારા માટે એવું છે જેમ કે મારી માતા સાથે સંભોગ કરૂં. અજ્ઞાનતા કાળમાં આરબોમાં આ પ્રકારની તલાક એ પ્રચલિત તલાક કરતાં પણ વધુ કઠોર પતિ-પત્ની વચ્ચે સંબંધ-વિચ્છેદની ઘોષણા સમજવામાં આવતી.



જ્ઞાન છે? ક્યારેય એવું થતું નથી કે ત્રણ વ્યક્તિઓ વચ્ચે કોઈ ગુસપુસ થાય અને તેમના વચ્ચે ચોથો અલ્લાહ ન હોય, અથવા પાંચ વ્યક્તિઓ વચ્ચે ગુસપુસ થતી હોય અને તેમના અંદર છઠ્ઠો અલ્લાહ ન હોય. ગુપ્ત વાત કરનારા ચાહે આનાથી ઓછા હોય કે વધારે, જ્યાં પણ તેઓ હોય, અલ્લાહ તેમના સાથે હોય છે. પછી કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે તેમને બતાવી દેશે કે તેમણે શું કર્યું છે. અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે.

૮. શું તમે જોયા નહીં તે લોકોને જેમને ગુસપુસ કરવાની મનાઈ કરી દેવામાં આવી હતી છતાં પણ તેઓ તે જ કૃત્ય કરતા જઈ રહ્યા છે જેની તેમને મનાઈ કરવામાં આવી હતી? આ લોકો છૂપાઈને પરસ્પર ગુના અને અતિરેક અને રસૂલ (ઈશદૂત)ની અવજ્ઞાની વાતો કરે છે, અને જ્યારે તમારા પાસે આવે છે ત્યારે તમને એવી રીતે સલામ કરે છે જેવી રીતે અલ્લાહે તમારા ઉપર સલામ નથી કર્યો અને પોતાના મનમાં કહે છે કે અમારા આવા કૃત્યો બદલ અલ્લાહ અમને સજા કેમ આપતો નથી? તેમના માટે જહન્નમ જ પૂરતી છે. તેનું જ તેઓ ઈંધણ બનશે, ઘણું જ ખરાબ પરિણામ છે તેમનું!

૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો! જ્યારે તમે પરસ્પર ગુપ્ત વાત કરો તો ગુના અને અતિરેક અને રસૂલની અવજ્ઞાની વાતો નહીં, બલ્કે સદાચાર અને સંયમની વાતો કરો અને તે અલ્લાહથી ડરતા રહો જેના સામે તમે હશ્ર (કયામત)માં રજૂ થશો.

૧૦. ગુસપુસ એ તો એક શેતાની કામ છે, અને તે એટલા માટે કરવામાં આવે છે જેથી ઈમાન લાવનારા લોકો તેનાથી દુ:ખી થાય, જો કે અલ્લાહની પરવાનગી વિનાં તે તેમને કોઈ પણ નુકસાન પહોંચાડી શકતી નથી, અને અલ્લાહ ઉપર જ ઈમાનવાળાઓએ ભરોસો રાખવો જોઈએ.

૧૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો! જ્યારે તમને કહેવામાં આવે કે પોતાની સભાઓમાં મોકળાશ પેદા કરો તો જગ્યા મોકળી કરી દો, અલ્લાહ તમને મોકળાશ પ્રદાન કરશે. અને જ્યારે તમને કહેવામાં આવે કે ઊઠી જાઓ તો ઊઠી જવાનું રાખો. તમારામાંથી જેઓ ઈમાનવાળા છે અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, અલ્લાહ તેમને ઉચ્ચ દરજ્જા પ્રદાન કરશે, અને તમે જે કંઈ કરો છો અલ્લાહને તેની ખબર છે.

૧૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો! જ્યારે તમે રસૂલ સાથે એકાંતમાં વાત કરો તો વાત કરતા પહેલાં કંઈક સદકો (દાન) આપો, આ તમારા

માટે સારૂં અને અધિક પવિત્ર છે, અલબત્ત જો તમે સદકો આપવા માટે કંઈ ન મેળવો તો અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.

૧૩. શું તમે ડરી ગયા એ વાતથી કે એકાંતમાં વાત કરતા પહેલાં તમારે સદકા આપવા પડશે ? સારૂં, જો તમે આવું ન કરો — અને અલ્લાહે તમને આનાથી માફ કરી દીધા — તમે નમાઝ કાયમ કરતા રહો, ઝકાત આપતા રહો અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરતા રહો. તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી સુમાહિતગાર છે. (રુકૂઅ-૨)

૧૪. શું તમે જોયા તે લોકોને જેમણે મિત્ર બનાવ્યું છે એક એવા જૂથને જેના ઉપર અલ્લાહનો પ્રકોપ છે ? તેઓ ન તમારા છે, ન તેમના અને તેઓ જાણી-સમજીને જૂઠી વાત ઉપર સોગંદો ખાય છે.

૧૫. અલ્લાહે તેમના માટે કઠોર યાતના તૈયાર કરી રાખી છે, ખૂબ જ ખરાબ કૃત્યો છે જે તેઓ કરી રહ્યા છે.

૧૬. તેમણે પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે અને તેની આડમાં તેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકે છે, આના ઉપર તેમના માટે અપમાનજનક સજા છે.

૧૭. અલ્લાહથી બચાવવા માટે ન તેમના માલ કામ લાગશે, ન તેમની સંતાન. તેઓ દોજખ (નર્ક)ના સાથી છે, તેમાં જ તેઓ હંમેશાં રહેશે.

૧૮. જે દિવસે અલ્લાહ તે સૌને ઉઠાવશે, તેઓ તેના સામે પણ તેવી જ રીતે સોગંદો ખાશે જેવી રીતે તમારા સામે ખાય છે અને પોતાના નજીક એવું સમજશે કે આનાથી તેમનું કંઈક કામ બની જશે. બરાબર જાણી લો, તેઓ તદ્દન જૂઠા છે.

૧૯. શેતાન તેમના ઉપર છવાઈ ગયો છે અને તેણે અલ્લાહની યાદને તેમના હૃદયોથી ભુલાવી દીધી છે. તેઓ શેતાનના પક્ષના લોકો છે. સાવધાન રહો, શેતાનના પક્ષવાળા જ નુકસાનમાં રહેવાના છે.

૨૦. નિશ્ચિતપણે સૌથી વધુ અપમાનિત સર્જનોમાંથી છે તે લોકો જેઓ અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)નો મુકાબલો કરે છે.

૨૧. અલ્લાહે લખી દીધું છે કે હું અને મારા રસૂલો જ વિજયી થઈને રહીશું. હકીકતમાં અલ્લાહ પ્રભુત્વશાળી અને શક્તિશાળી છે.

૨૨. તમે ક્યાંય એવું નહીં જુઓ કે જે લોકો અલ્લાહ અને આખિરત (પરલોક) ઉપર ઈમાન ધરાવે છે તેઓ તે લોકોથી પ્રેમ કરતા હોય



જેમણે અલ્લાહ અને તેના રસૂલનો વિરોધ કર્યો છે, ચાહે તેઓ તેમના પિતા હોય, કે તેમના પુત્રો કે તેમના ભાઈઓ કે તેમના કુટુંબીજનો. આ તે લોકો છે જેમના હૃદયોમાં અલ્લાહે ઈમાન અંકિત કરી દીધું છે અને પોતાના તરફથી એક આત્મા પ્રદાન કરીને તેમને શક્તિ આપી છે. તે તેમને એવી જન્નતોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે. તેમાં તેઓ હંમેશાં રહેશે. અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયા. તેઓ અલ્લાહના પક્ષના લોકો છે. સાવધાન રહો, અલ્લાહના પક્ષવાળા જ સફળતા પામવાના છે. (રુકૂઅ-૩)

# (૫૯) સૂરઃ અલ-હશ્ર

## પરિચય

**નામઃ**

સૂરઃનું નામ બીજી આયતના વાક્ય 'અખ્રજલ્લઝીન કફરૂ મિન અહ્‌લિ કિતાબિ મિન દિયારિહિમ લિઅવ્વલિલહશ્રિ' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ એ સૂરઃ જેમાં 'અલ-હશ્ર' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળઃ**

બુખારી અને મુસ્લિમમાં હઝરત સઈદ બિન જુબૈરની રિવાયત છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ને સૂરઃ હશ્ર વિષે પૂછયું તો તેમણે જણાવ્યું કે આ બની નઝીરના યુદ્ધ વિષે ઊતરી હતી, જેવી રીતે સૂરઃ અન્ફાલ બદ્રના યુદ્ધ વિષે ઊતરી હતી.

ઈમામ ઝુહરીએ આના વિષે ઉર્વહ બિન ઝુબૈરના હવાલાથી વર્ણવ્યું છે કે આ યુદ્ધ બદ્રના યુદ્ધના છ મહિના પછી થયું છે. પરંતુ ઈબ્ને સઅદ, ઈબ્ને હિશામ અને બલાઝુરી આને હિ.સ. ૦૪ના રબીઉલ અવ્વલનો બનાવ બતાવે છે, અને આ જ સાચું છે. કેમ કે તમામ રિવાયતો આ અંગે સંમત છે કે આ બનાવ બિઅરમઊનહના યુદ્ધ પછી બન્યો હતો, અને આ વાત પણ ઐતિહાસિક રીતે પુરવાર થયેલી છે કે બિઅરમઊનહનો બનાવ ઉહુદના યુદ્ધ પછી બન્યો હતો, તે પહેલાં નહીં.

**ઐતિહાસિક પશ્ચાદભૂમિઃ**

આ સૂરઃના વિષયોને સારી રીતે સમજવા માટે જરૂરી છે કે પવિત્ર મદીના અને હિજાઝના યહૂદીઓના ઇતિહાસ ઉપર એક નજર નાખી લેવામાં આવે, કેમ કે આ સિવાય કોઇપણ એ બરાબર જાણી શકતું નથી કે અલ્લાહના રસૂલ–ઈશદૂત (સલ્લ.)એ છેવટે તેમના જુદા-જુદા કબીલાઓ સાથે જે વ્યવહાર કર્યો તેના ખરેખર કારણો શું હતા.

વાસ્તવમાં પુરવાર થયેલી વાત એ છે કે જ્યારે ઇ.સ.૭૦માં રોમનોએ પેલેસ્ટાઇનમાં યહૂદીઓની કત્લેઆમ કરી, અને પછી ઇ.સ.૧૩૨માં તેમને આ ધરતીમાંથી કાઢી મૂક્યા, તે જમાનામાં ઘણાં યહૂદી કબીલાઓ નાસીને હિજાઝમાં આશ્રય મેળવ્યો હતો, કેમ કે આ વિસ્તાર પેલેસ્ટાઇનની દક્ષિણે જોડાજોડ આવેલો હતો. અહીં આવીને તેમણે જ્યાં-જ્યાં ઝરણાં અને હરિયાળી જોઇ ત્યાં વસી ગયા અને પછી પોતાના ધંધા અને વ્યાજ-વટાવ દ્વારા તેમના



ઉપર કબ્જો જમાવી બેઠા. ઐલા, મકના, તબૂક, તૈમાઅ, વાદીઉલ કુરા, ફદક અને ખૈબર ઉપર તેમનું વર્ચસ્વ આ જ ગાળામાં સ્થપાયું અને બની કુરૈઝહ, બની નઝીર, બની બહદલ અને બની કૈનુકાએ પણ તે જ ગાળામાં આવીને યસરિબ ઉપર કબજો જમાવ્યો.

યસરિબમાં વસવાટ કરનારા કબીલાઓમાં બની નઝીર અને બની કુરૈઝહ જુદા તરી આવતા હતા, કેમ કે તેઓ જ્યોતિષ ( Priests અથવા Cohens) વર્ગમાંથી હતા, એમને યહૂદીઓમાં ઊંચા કુળના માનવામાં આવતા હતા અને તેમને પોતાની કોમમાં ધાર્મિક વર્ચસ્વ પ્રાપ્ત હતું. આ લોકો જ્યારે મદીનામાં આવીને વસ્યા, તે વખતે કેટલાક બીજા આરબ કબીલાઓ અહીં રહેતા હતા, જેમને આ લોકોએ દબાવી દીધા અને વાસ્તવમાં આ હર્યાભર્યા વિસ્તારના માલિક બની બેઠા. આના ત્રણસો વર્ષ પછી ઔસ અને ખઝરજ યસરિબમાં વસ્યા. આમ ઔસ અને ખઝરજને યસરિબ ઉપર પૂરેપૂરૂં વર્ચસ્વ પ્રાપ્ત થઇ ગયું.

અલ્લાહના રસૂલ (સલ્લ.) પધાર્યા તે પહેલાં હિજરતની શરૂઆત સુધી, હિજાઝમાં સામાન્ય રીતે અને યસરિબમાં ખાસ કરીને યહૂદીઓની સ્થિતિનું ચિત્ર નીચે મુજબ હતું :

– ભાષા, વેશભૂષા, સભ્યતા, સંસ્કૃતિ, દરેક રીતે તેમણે પૂરેપૂરો આરબ રંગ અપનાવી લીધો હતો. તેમના અને આરબો વચ્ચે લગ્ન સુદ્ધાંના સંબંધો સ્થપાઇ ચૂક્યા હતા. હકીકતમાં તેમના અને આરબો વચ્ચે ધર્મ સિવાય બીજો કોઇ તફાવત ન હતો, છતાં તેઓ આરબોમાં જરાય ભળી ગયા ન હતા અને તેમણે ચુસ્તપણે પોતાનું યહૂદીપણું જાળવી રાખ્યું હતું.

તેમનામાં ઇસરાઇલીપણાની કટ્ટરતા અને વંશનો ગર્વ જોવા મળતા હતાં. આરબવાસીઓને તેઓ ઉમ્મી (Gentiles) કહેતા હતા, જેનો અર્થ માત્ર અભણ નહીં, પરંતુ જંગલી અને અજ્ઞાની હતો. તેમની માન્યતા એ હતી કે તે ઉમ્મીઓને તે માનવ-અધિકારો મળેલા નથી, જે ઇસરાઈલીઓ માટે છે અને તેમનો માલ ખરી-ખોટી રીતે મારી ખાવો ઇસરાઈલીઓ માટે હલાલ (વૈધ)અને શુદ્ધ છે.

– ધંધા-વેપારની દષ્ટિએ એમની સ્થિતિ આરબ કબીલાઓની સરખામણીમાં વધુ મજબૂત હતી. તેઓ એવી ઘણી કળાઓ જાણતા હતા, જે આરબોમાં પ્રચલિત ન હતી અને બહારની દુનિયા સાથે એમના વેપારી સંબધો પણ હતા. આ બધા ધંધા-વેપારમાં યહૂદીઓ બેફામ નફાખોરી કરતા હતા. પરંતુ આમનો સૌથી મોટો ધંધો વ્યાજ-વટાવનો હતો, જેમાં તેમણે આજુબાજુની

આરબ વસ્તીઓને ફસાવી રાખી હતી. પરંતુ આનું સ્વાભાવિક પરિણામ એ પણ આવ્યું હતું કે આરબોમાં સામાન્ય રીતે આમની વિરૂદ્ધ ઊંડી નફરત જોવા મળતી હતી.

આર્થિક હિતો જાળવવા માટે એ જરૂરી હતું કે આરબોની મૈત્રી કરીને બીજાઓ સાથે સંબંધ બગાડે નહીં અને તેમના આંતરિક ઝઘડાઓમાં પણ ભાગ ન લે. આ ઉપરાંત પોતાના રક્ષણ માટે એમના દરેક કબીલાએ કોઇને કોઇ શક્તિશાળી આરબ કબીલા સાથે કરાર-સંબંધો પણ રાખવા પડતા હતા, યસરિબમાં બની કુરૈઝા અને બની નઝીર ઔસ સાથે કરાર-સંબંધ ઘરાવતા હતા અને બની કૈનુકાઅ ખઝરજ સાથે આવા સંબંધ ધરાવતા હતા. હિજરત અગાઉ થોડા સમય પહેલાં ઔસ અને ખઝરજ વચ્ચે જે ખૂંખાર લડાઇ બુઆસ મુકામે થઈ હતી, તેમાં આ કબીલાઓ પોત-પોતાના કરાર જોડાણવાળા કબીલાઓ સાથે મળીને એક-બીજા સાથે લડ્યા હતા.

આ સ્થિતિ હતી જ્યારે મદીનામાં ઇસ્લામ પહોંચ્યો અને અંતમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ના મદીનામાં આગમન પછી ત્યાં એક ઇસ્લામી રાજ્ય અસ્તિત્વમાં આવ્યું. આપ (સલ્લ.)એ આ રાજ્યની સ્થાપના કરવાના સાથે જ જે કામ પહેલાં હાથ ધર્યા, તેમાં સૌપ્રથમ ઔસ અને ખઝરજ અને હિજરતીઓને ભેગા કરીને એક બિરાદરીની સ્થાપના કરવાનું હતું. બીજું, આ નવોદિત મુસ્લિમ સમાજ અને યહૂદીઓ વચ્ચે સ્પષ્ટ શરતો ઉપર આધારિત એક કરાર કર્યો, જેમાં આ બાબતોની ખાત્રી આપવામાં આવી હતી કે તેઓ એક-બીજાના અધિકારોનું હનન કરશે નહીં અને બાહ્ય શત્રુઓ સામે તેઓ સૌ ભેગા મળીને બચાવ કરશે. આ કરારના થોડાક મહત્વના વાક્યો આ પ્રમાણે છે :

"એ કે યહૂદી પોતાનું ખર્ચ ઉપાડશે અને મુસલમાન પોતાનુ ખર્ચ, અને એ કે આ કરારના પક્ષકારો આક્રમણખોરના મુકાબલામાં એક-બીજાની મદદ કરવા બંધાયેલા રહેશે, અને એ કે તેઓ નિખાલસતાપૂર્વક એક-બીજા માટે શુભેચ્છા રાખશે અને તેમના વચ્ચે સદ્‌વર્તન અને હક્કો પૂરા કરવાનો સંબંધ હશે, ગુના અને અન્યાયનો નહીં, અને એ કે કોઇપણ પોતાના કરારબદ્ધ પક્ષકાર સાથે જુલમ નહીં કરે, અને એ કે જુલમ સહન કરનારનું સમર્થન કરવામાં આવશે, અને એ કે જ્યાં સુધી યુદ્ધ ચાલે, યહૂદીઓ મુસલમાનો સાથે મળીને તેનો ખર્ચ ભોગવશે, અને એ કે આ કરારના પક્ષકારો ઉપર યસરિબમાં કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ અને અશાંતિ ઊભી કરવાની સખત મનાઇ છે, અને એ કે આ કરારના પક્ષકારો વચ્ચે જો કોઇ એવો ઝઘડો કે મતભેદ ઊભો થાય, જેમાં અશાંતિ ઊભી થવાનો ભય હોય તો આનો ફેંસલો અલ્લાહના કાનૂન મુજબ



મુહમ્મદ (સલ્લ.) કરશે.

– અને એ કે કુરૈશ કે તેના ટેકેદારોને આશ્રય આપવામાં નહીં આવે, અને એ કે જે કોઇ યસરિબ ઉપર આક્રમણ કરે તેના મુકાબલામાં કરારના પક્ષકારો એક-બીજાની મદદ કરશે.

..... દરેક પક્ષકાર પોતાની તરફના વિસ્તારના રક્ષણ માટે જવાબદાર રહેશે."

આ આખરી અને સ્પષ્ટ કરાર હતો, જેની શરતો યહૂદીઓએ પોતે કબૂલ રાખી હતી. પરંતુ થોડા સમયમાં જ તેમણે અલ્લાહના પયગંબર (સલ્લ.) અને ઇસ્લામ તેમજ મુસલમાનો વિરૂદ્ધ દુશ્મનીનું વલણ દાખવવા માંડ્યું અને તેમની શત્રુતા રોજ-બ-રોજ વધતી ગઇ. આના ત્રણ મુખ્ય કારણો હતા :

તેમણે હુઝૂર (સલ્લ.)ના વિરોધને પોતાનું કોમી લક્ષ્ય બનાવી લીધું. નબી (સલ્લ.)ને નુકસાન પહોંચાડવા માટે કોઇ પણ ચાલ, યુક્તિ અને કાવત્રાનો ઉપયોગ કરવામાં તેમને સહેજ પણ સંકોચ ન હતો.

કરાર વિરૂદ્ધ આ ખુલ્લી દુશ્મનાવટ તો બદ્રના યુદ્ધ પહેલાંથી તેમણે અપનાવી રાખી હતી. પરંતુ જ્યારે બદ્રમાં અલ્લાહના રસૂલ (સલ્લ.) અને મુસલમાનોને કુરૈશ ઉપર જવલંત વિજય 'ફત્હેમુબીન' પ્રાપ્ત થયો તો તેઓ ઊંચા-નીચા થઇ ગયા અને તેમના દ્વેષનો અગ્નિ વધુ પ્રજ્વલિત થઈ ગયો. બની નઝીરનો સરદાર કઅબ બિન અશરફ ચીસ પાડી ઊઠ્યો કે, "ખુદાના સોગંદ ! જો મુહમ્મદે (સલ્લ.) આ કુલીન આરબોને કતલ કરી નાખ્યા છે તો જમીનના પેટ આપણા માટે તેની પીઠ કરતાં બહેતર છે." પછી તે મક્કા પહોંચ્યો અને બદ્રમાં જે કુરૈશના સરદારો માર્યા ગયા હતા, તેમના ખૂબ જ ઉશ્કેરણીજનક મરશિયા ગાઇ-ગાઇને મક્કાવાસીઓને બદલો લેવા માટે ઉશ્કેર્યા.

યહૂદીઓનો પહેલો કબીલો, જેણે સામૂહિક રીતે બદ્રના યુદ્ધ પછી ખુલ્લંખુલ્લા પોતાનો કરાર તોડી નાખ્યો, તે બની કૈનુકાઅ હતો. છેવટે અલ્લાહના પયગંબર (સલ્લ.)એ શવ્વાલ (અને કેટલીક રિવાયત મુજબ ઝિલકઅદ) હિ.સ. ૦૨ના અંતમાં એમના મહોલ્લાનો ઘેરો નાખ્યો. માત્ર પંદર દિવસ જ આ ઘેરો રહ્યો હતો કે તેમણે હથિયાર નાખી દીધા. બની કૈનુકાઅ પોતાનો બધો સામાન, હથિયાર અને ધંધાના ઓજારો છોડીને મદીનામાંથી નીકળી ગયા. ( ઇબ્ને સઅદ, ઇબ્ને હિશામ, તારીખે તબરી)

ત્યારબાદ હિ.સ. ૦૩ના શવ્વાલ મહિનામાં કુરૈશ બદ્રના યુદ્ધનો બદલો લેવા માટે ખૂબ તૈયારીઓ સાથે મદીના ઉપર ચઢાઇ લઇ આવ્યા. તો તેમણે

કરારનો પહેલીવાર ખુલ્લો ભંગ કર્યો અને મદીનાના સંરક્ષણ માટે આપની સાથે સામેલ ન થયા, જો કે તેઓ એમ કરવા બંધાયેલા હતા. પછી જ્યારે ઉહુદના યુદ્ધમાં મુસલમાનોને મોટું નુકસાન થયું તો તેમનું સાહસ ઓર વધી ગયું, અને બની નઝીરે તો અલ્લાહના રસૂલ (સલ્લ.)ને કતલ કરવા માટે એક યોજના ઘડી જે ખરા વખતે જ નિષ્ફળ નીવડી.

હવે એમના સાથે કોઇ છૂટછાટનો સવાલ જ રહેતો ન હતો. હુઝૂર (સલ્લ.)એ કોઇ પણ રાહ જોયા વિના આ આખરીનામું આપી દીધું કે તમે જ વિશ્વાસઘાત કરવા માગતા હતા, તે મારી જાણમાં આવી ગઇ છે. આથી દસ દિવસમાં મદીના છોડી જાઓ, ત્યારપછી તમે અહીં રોકાશો તો જે કોઇ વ્યક્તિ પણ તમારી વસ્તીમાં જોવા મળશે, તેને કતલ કરી નાખવામાં આવશે. અબ્દુલ્લાહ બિન ઉબઈએ તે ખોટા ભરોસે તેમણે હુઝૂર (સલ્લ.)ના આખરીનામાનો જવાબ એ આપ્યો કે અમે અહીંથી નીકળીશું નહીં, તમારાથી થાય તે કરી લો. આથી હિ.સ. ૦૪ના રબીઉલ અવ્વલમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)એ તેમનો ઘેરો ઘાલ્યો, અને થોડા જ દિવસના ઘેરામાં જ તેઓ આ શરતે મદીના છોડવા માટે રાજી થઇ ગયા કે શસ્ત્રો સિવાય જે કંઇ તેઓ પોતાના ઊંટો ઉપર લાદીને લઇ જઇ શકતા હશે, લઇ જશે. આમ યહૂદીઓના આ બીજા તોફાની કબીલાને પણ મદીનાની ધરતીમાંથી કાઢી મૂકવામાં આવ્યો. એમાંથી માત્ર બે માણસો મુસલમાન બનીને અહીં રોકાઇ ગયા. બાકીના સીરિયા અને ખૈબર તરફ નીકળી ગયા.

**વિષયોઃ**

ઉપર વર્ણવી ગયા છીએ તેમ સૂરઃનો આશય બની નઝીરની લડાઇની સમીક્ષા છે. આમાં કુલ્લે ચાર વિષયો વર્ણવવામાં આવ્યા છે :

(૧) પહેલી ચાર આયતોમાં દુનિયાને તે અંજામ ઉપરથી બોધ ગ્રહણ કરવા જણાવવામાં આવ્યું છે જે બની નઝીરે તાજેતરમાં જ જોયો હતો. અલ્લાહે બતાવ્યું છે કે આ મુસલમાનોની તાકાતની કરામત ન હતી, બલ્કે તે વાતનું પરિણામ હતું કે તેઓ અલ્લાહ અને તેના રસૂલ સાથે લડ્યા હતા અને જે લોકો અલ્લાહની તાકાત સામે ટક્કર લેવાની હિંમત કરે, તેઓ આવા જ પરિણામે પહોંચે છે.

(૨) આયત-૫માં યુદ્ધના કાનૂનનો તે નિયમ વર્ણવવામાં આવ્યો છે કે યુદ્ધની જરૂરતો માટે દુશ્મનના વિસ્તારમાં ભાંગફોડની જે કાર્યવાહી કરવામાં આવે તે 'ફસાદ ફિલ્અર્ઝ' (ધરતી ઉપર અશાંતિ સર્જવા)ની વ્યાખ્યામાં આવતી નથી.



(૩) આયત-૬ થી ૧૦ સુધી એ બતાવવામાં આવ્યું છે કે તે દેશોની જમીનો અને મિલ્કતોનો વહીવટ કેવી રીતે કરવામાં આવે, જે યુદ્ધ અથવા સંધિના પરિણામે ઇસ્લામી રાજ્યની સત્તા હેઠળ આવે.

(૪) આયત-૧૧ થી ૧૭ સુધી દંભીઓના તે વર્તનની સમીક્ષા કરવામાં આવી છે, જે તેમણે બની નઝીરના યુદ્ધના પ્રસંગે અપનાવ્યું હતું.

(૫) અંતિમ રુકૂઅ સંપૂર્ણપણે એક બોધ છે, જે તે તમામ લોકોને ઉદ્દબોધન કરવામાં આવ્યું છે, જે ઇમાનનો દાવો કરીને મુસલમાનોના જૂથમાં સામેલ થઇ ગયા હોય, પરંતુ ઇમાન આત્માથી ખાલી રહે. આમાં તેમને બતાવવામાં આવ્યું છે કે ઇમાનનો મૂળ તકાદો શું છે.

# (૫૯) સૂરઃ અલ-હશ્ર

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૨૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલ્લાહની જ તસ્બીહ (પવિત્રતાના ગુણગાન) કરી છે તે દરેક વસ્તુએ જે આકાશો અને ધરતીમાં છે, અને તે જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૨. તે જ છે જેણે ગ્રંથવાળા કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને પ્રથમ જ હુમલામાં તેમના ઘરોમાંથી કાઢી મૂક્યા. તમને ક્યારેય એ કલ્પના ન હતી કે તેઓ નીકળી જશે, અને તેઓ પણ સમજી બેઠા હતા કે તેમના કિલ્લાઓ તેમને અલ્લાહથી બચાવી લેશે. પરંતુ અલ્લાહ તેમના ઉપર એવી દિશામાંથી આવ્યો જે તરફ તેમની કલ્પના સુદ્ધાં ગઈ ન હતી. તેણે તેમના હૃદયોમાં ધાક બેસાડી દીધી. પરિણામ એ આવ્યું કે તેઓ પોતે જ પોતાના હાથે પણ પોતાના ઘરોને બરબાદ કરી રહ્યા હતા અને ઈમાનવાળાઓના હાથે પણ બરબાદ કરાવી રહ્યા હતા. તો પછી શિક્ષા ગ્રહણ કરો, હે જોવાવાળી આંખો રાખવાવાળાઓ !

૩. જો અલ્લાહે તેમના માટે દેશનિકાલ લખી ન દીધો હોત તો દુનિયામાં જ તે તેમને સજા આપી દેતો, અને આખિરત (પરલોક)માં તો તેમના માટે દોજખ (નર્ક)ની યાતના છે જ.

૪. આ બધું એટલા માટે થયું કે તેમણે અલ્લાહ અને તેના રસૂલનો મુકાબલો કર્યો, અને જે કોઈ અલ્લાહનો મુકાબલો કરે અલ્લાહ તેને સજા આપવામાં ખૂબ જ કઠોર છે.

૫. તમે લોકોએ ખજૂરના જે વૃક્ષો કાપ્યા અથવા જેમને પોતાના મૂળિયાં ઉપર ઊભા રહેવા દીધા, આ બધું અલ્લાહના જ આદેશથી હતું. અને (અલ્લાહે આ આદેશ એટલા માટે આપ્યો) જેથી અવજ્ઞાકારીઓને અપમાનિત અને તિરસ્કૃત કરે.

૬. અને જે ધન અલ્લાહે તેમના અધિકારમાંથી કાઢીને પોતાના રસૂલ તરફ ફેરવી દીધું, તે એવું ધન નથી જેના માટે તમે પોતાના ઊંટ અને ઘોડા દોડાવ્યા હોય, બલ્કે અલ્લાહ પોતાના રસૂલોને જેના ઉપર ચાહે પ્રભુત્વ પ્રદાન કરે છે, અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર સામર્થ્ય ધરાવે છે.

૭. જે કંઈ પણ અલ્લાહ વસ્તીઓના લોકોથી પોતાના રસૂલ તરફ ફેરવી દે તે અલ્લાહ અને તેના રસૂલ અને સગાઓ અને અનાથો અને મોહતાજો (વંચિતો) અને મુસાફરો માટે છે જેથી તે તમારા ધનવાનોના



જ વચ્ચે ફરતું ન રહે. જે કંઈ રસૂલ તમને આપે તે લઈ લો અને જે વસ્તુથી તે તમને રોકી દે તેનાથી રોકાઈ જાવ. અલ્લાહથી ડરો, અલ્લાહ સખત સજા આપનાર છે.

૮. (ઉપરાંત તે ધન) તે ગરીબ ઘરબાર છોડવાવાળાઓ (હિજરતીઓ) માટે છે જેમને પોતાના ઘરો અને સંપત્તિઓમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે. આ લોકો અલ્લાહની કૃપા અને તેની પ્રસન્નતા ચાહે છે અને અલ્લાહ અને તેના રસૂલની મદદ માટે હંમેશા પ્રતિબદ્ધ રહે છે. આ જ સત્યનિષ્ઠ લોકો છે.

૯. (અને તે એ લોકો માટે પણ છે) જેઓ આ હિજરતીઓના આગમન પહેલાં જ ઈમાન લાવીને હિજરતના સ્થળે રહેતા હતા, આ લોકો તે લોકો પ્રત્યે પ્રેમ ધરાવે છે જેઓ હિજરત કરીને તેમના પાસે આવ્યા છે અને જે કંઈ તેમને આપી દેવામાં આવે તેની અપેક્ષા સુદ્ધાં આ લોકો પોતાના હૃદયોમાં અનુભવતા નથી અને પોતાની જાત ઉપર બીજાઓને પ્રાથમિકતા આપે છે ચાહે પોતાની જગ્યાએ સ્વયં મોહતાજ હોય. હકીકત એ છે કે જે લોકોને હૃદયની તંગીથી બચાવી લેવામાં આવ્યા તેઓ જ સફળતા પામનારા છે.

૧૦. (અને તે એ લોકો માટે પણ છે) જે આ પહેલાં આવી ગયેલાઓ પછી આવ્યા છે, જેઓ કહે છે, “હે અમારા માલિક ! અમને અને અમારા તે સૌ ભાઈઓને ક્ષમા કરી દે જેઓ અમારા પહેલાં ઈમાન લાવ્યા છે અને અમારા હૃદયોમાં ઈમાનવાળાઓ માટે કોઈ દ્વેષ ન રાખ, હે અમારા માલિક ! તું અત્યંત માયાળુ અને દયાળુ છે.” (રુકૂઅ-૧)

૧૧. તમે જોયા નહીં તે લોકોને જેમણે દંભી વલણ અપનાવ્યું છે ? આ લોકો પોતાના કાફિર ગ્રંથવાળા ભાઈઓને કહે છે, “જો તમને કાઢી મૂકવામાં આવે તો અમે તમારા સાથે નીકળીશું, અને તમારા મામલામાં અમે કોઈની વાત કદાપિ માનીશું નહીં, અને જો તમારા સાથે યુદ્ધ કરવામાં આવ્યું તો અમે તમારી મદદ કરીશું.” પરંતુ અલ્લાહ સાક્ષી છે કે આ લોકો તદ્દન જૂઠા છે.

૧૨. જો તેઓને કાઢી મૂકવામાં આવે તો આ લોકો કદાપિ તેમના સાથે નહીં નીકળે, અને જો તેમના સાથે યુદ્ધ કરવામાં આવ્યું તો આ લોકો કદાપિ તેમની મદદ નહીં કરે, અને જો આ લોકો તેમની મદદ કરે તો પણ પીઠ ફેરવી જશે અને પછી ક્યાંયથી પણ મદદ મેળવી શકશે નહીં.

૧૩. આમના હૃદયોમાં અલ્લાહથી વધીને તમારો ડર છે, એટલા માટે કે આ એવા લોકો છે જેઓ સમજ-બૂઝ ધરાવતા નથી.

૧૪. આ લોકો ક્યારેય પણ એકઠા થઈને (ખુલ્લા મેદાનમાં) તમારો મુકાબલો નહીં કરે, લડશે તો પણ કિલ્લેબંધ વસ્તીઓમાં બેસીને અથવા દીવાલો પાછળ છૂપાઈને. આ લોકો પરસ્પરના વિરોધમાં ખૂબ જ કટ્ટર છે. તમે આમને સંગઠિત સમજો છો પરંતુ એમના હૃદય એક-બીજાથી ફાટેલાં છે. આમની આવી દશા એટલા માટે છે કે આ બુદ્ધિહીન લોકો છે.

૧૫. આ લોકો તેમના જેવા જ છે, જેઓ આમનાથી થોડા જ સમય અગાઉ પોતાના કૃત્યોનો સ્વાદ ચાખી ચૂક્યા છે અને આમના માટે દુઃખદાયી યાતના છે.

૧૬. આમનું દૃષ્ટાંત શેતાન જેવું છે કે પહેલાં તે મનુષ્યને કહે છે કે કુફ્ર કર, અને મનુષ્ય જ્યારે કુફ્ર આચરી બેસે છે તો તે કહે છે કે તારા સંબંધમાં મારી કોઈ જવાબદારી નથી, મને તો અલ્લાહ સમગ્ર સૃષ્ટિના માલિકનો ડર લાગે છે.

૧૭. પછી બંનેનું પરિણામ એ આવવાનું છે કે હંમેશ માટે જહન્નમ (નર્ક)માં જાય, અને અત્યાચારીઓનો આ જ બદલો છે. (રુકૂઅ-૨)

૧૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો, અને દરેક વ્યક્તિ એ જુએ કે તેણે કાલ માટે શું સામાન તૈયાર કર્યો છે. અલ્લાહથી ડરતા રહો, અલ્લાહને ચોક્કસપણે તમારા તે તમામ કર્મોની ખબર છે જે તમે કરો છો.

૧૯. તે લોકો જેવા ન થઈ જાઓ જેઓ અલ્લાહને ભૂલી ગયા તો અલ્લાહે તેમને તેમના પોતાના અસ્તિત્વને ભુલાવી દીધું.[૧૯] આ જ લોકો અવજ્ઞાકારી છે.

૨૦. દોજખ (નર્ક)માં જનારા અને જન્નત (સ્વર્ગ)માં જનારા ક્યારેય સમાન હોઈ શકે નહીં. જન્નતમાં જવાવાળા જ હકીકતમાં સફળ છે.

૨૧. જો અમે આ કુર્આન કોઈ પર્વત ઉપર પણ ઉતારી દીધું હોત તો તમે જોયું હોત કે તે અલ્લાહના ભયથી દબાઈ જઈ રહ્યો છે અને ફાટી જઈ રહ્યો છે. આ દૃષ્ટાંતો અમે લોકો સમક્ષ એટલા માટે વર્ણવીએ છીએ કે તેઓ (પોતાની સ્થિતિ ઉપર) વિચાર કરે.

૨૨. તે અલ્લાહ જ છે જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, અદૃશ્ય અને દૃશ્ય



દરેક વસ્તુને જાણવાવાળો, તે જ અત્યંત કૃપાળુ (રહમાન) અને અત્યંત દયાળુ છે.

૨૩. તે અલ્લાહ જ છે જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે સમ્રાટ છે તદ્દન પવિત્ર, સર્વથા સલામતી, શાંતિ પ્રદાન કરનાર, સંરક્ષક, સૌના ઉપર પ્રભુત્વ ધરાવનાર, પોતાનો આદેશ બળપૂર્વક લાગુ કરનાર, અને વાસ્તવમાં મોટાઈવાળો છે. પવિત્ર છે અલ્લાહ તે શિર્ક (અનેકેશ્વરવાદી કૃત્ય)થી જે આ લોકો કરી રહ્યા છે.

૨૪. તે અલ્લાહ જ છે જે સૃષ્ટિની યોજના ઘડનાર અને તેને ક્રિયાન્વિત કરનાર અને તે અનુસાર રૂપ બનાવવાવાળો છે. તેના માટે સર્વશ્રેષ્ઠ નામો છે. દરેક વસ્તુ જે આકાશો અને ધરતીમાં છે તેની તસ્બીહ (ગુણગાન) કરી રહી છે અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૩)

# (૬૦) અલ-મુમ્તહિના

**નામઃ**

આ સૂરઃની ૧૦મી આયતમાં આદેશ આપવામાં આવ્યો છે કે જે સ્ત્રીઓ હિજરત કરીને આવે અને મુસલમાન હોવાનો દાવો કરે તેમની પરીક્ષા લેવામાં આવે. આ જ અનુસંધાનમાં આ સૂરઃનું નામ 'અલ-મુમ્તહિનહ' રાખવામાં આવ્યું છે. આ શબ્દનો ઉચ્ચાર 'મુમ્તહનહ' પણ કરવામાં આવે છે અને 'મુમ્તહિનહ' પણ. પ્રથમ ઉચ્ચાર મુજબ અર્થ 'તે સ્ત્રી જેની પરીક્ષા લેવામાં આવે' થાય છે અને બીજા ઉચ્ચાર મુજબ 'પરીક્ષા લેનારી સૂરઃ' થાય છે.

**ઉતરાણકાળઃ**

અહીં બે એવી બાબતો વિષે વાત કરવામાં આવી છે જેનો સમય ઐતિહાસિક રીતે જાણીતો છે. પહેલી બાબત હઝરત હાતિબ બિન અબી બલ્તઅહની છે અને બીજી બાબત તે મુસલમાન સ્ત્રીઓની છે જે હુદૈબિયહની સંધિ પછી મક્કાથી હિજરત કરીને મદીના આવવા લાગી હતી. આ બે બાબતોના વર્ણન ઉપરથી એ વાત નિશ્ચિત થઇ જાય છે કે આ સૂરઃ હુદૈબિયહની સંધિ અને મક્કા વિજયના વચ્ચેના ગાળામાં ઊતરી છે.

**ચર્ચાના વિષયોઃ**

આ સૂરઃના ત્રણ ભાગ છે : પહેલો ભાગ સૂરઃના આરંભથી ૯મી આયત સુધી છે અને સૂરઃના અંતે ૧૩મી આયત પણ આની સાથે જ સંબંધ ધરાવે છે. આમાં હઝરત હાતિબ બિન અબી બલ્તઅહના તે કૃત્ય બદલ સખત પકડ કરવામાં આવી છે કે તેમણે માત્ર પોતાના કુટુંબીજનોને બચાવવા ખાતર અલ્લાહના રસૂલ (સલ્લ.)ના એક ખૂબ જ મહત્ત્વના યુદ્ધ રહસ્યથી દુશ્મનોને વાકેફ કરવાની કોશિશ કરી હતી. તેને જો સમયસર નિષ્ફળ બનાવી દેવામાં આવ્યું ન હોત તો મક્કા-વિજય પ્રસંગે ભારે લોહી રેડાયું હોત, મુસલમાનોના પણ ઘણાં કિમતી જીવો વેડફાઇ જતા. હઝરત હાતિબ (રદિ.)ની આ ભારે ભૂલ બદલ ઠપકો આપતાં અલ્લાહે સર્વ ઇમાનવાળાઓને એ શિક્ષણ આપ્યું છે કે કોઇ મોમિન (ઈમાનવાળા)ને ગમે તેવા સંજોગોમાં પણ કોઇપણ હેતુ ખાતર પણ ઇસ્લામ-દુશ્મન લોકો સાથે પ્રેમ અને મૈત્રીના સંબંધ રાખવા ન જોઇએ અને કોઇ એવું કામ ન કરવું જોઇએ, જે અસત્ય અને ઇસ્લામના સંઘર્ષમાં વિરોધીઓ માટે ફાયદાકારક હોય, અલબત્ત જે કાફિરો (ઇન્કાર કરનારાઓ) વ્યવહારમાં ઇસ્લામ અને મુસલમાનો વિરૂદ્ધ દુશ્મની રાખતા ન હોય અને તકલીફ પહોંચાડવાનું વર્તન કરતા ન હોય, તેમના સાથે ભલાઇનું વર્તન અપનાવવામાં કોઇ વાંધો નથી.



બીજો ભાગ આયત-૧૦ અને ૧૧નો છે. આમાં તે મહત્ત્વના સામાજિક પ્રશ્નનો નિર્ણય આપવામાં આવ્યો છે, જે તે સમયે મૂંઝવણ પેદા કરી રહ્યો હતો. મક્કામાં ઘણી મુસલમાન સ્ત્રીઓ એવી હતી, જેમના પતિ કાફિર (વિધર્મી) હતા અને તેઓ કોઇને કોઇ રીતે હિજરત કરીને મદીના પહોંચી રહી હતી. આવી રીતે મદીનામાં ઘણા મુસલમાન પુરૂષો એવા હતા, જેમની પત્નીઓ કાફિર (વિધર્મી) હતી અને તેઓ મક્કામાં જ રહી ગઇ હતી. તેમના વિષે એ સમસ્યા ઊભી થતી હતી કે તેમના વચ્ચે પતિ-પત્નીનો સંબંધ બાકી રહ્યો છે કે કેમ. અલ્લાહે આ બાબતનો સ્થાયી ફેંસલો આપી દીધો કે મુસલમાન સ્ત્રી માટે કાફિર (વિધર્મી) પતિ હલાલ (વૈધ) નથી અને મુસલમાન પુરૂષ માટે પણ કાફિર (વિધર્મી) પત્ની પોતાના નિકાહમાં રાખવી યોગ્ય નથી.

ત્રીજો ભાગ આયત-૧૨નો છે જેમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો છે કે જે સ્ત્રીઓ ઇસ્લામનો સ્વીકાર કરી લે તેમના પાસેથી તે મોટી-મોટી બૂરાઇઓથી દૂર રહેવાની પ્રતિજ્ઞા લેવડાવે, જે અજ્ઞાન આરબ સમાજની સ્ત્રીઓમાં પ્રવર્તતી હતી, અને એ બાબતની કબૂલાત કરાવે કે ભવિષ્યમાં તેઓ ભલાઇની તે તમામ રીતોનું અનુસરણ કરશે, જેનો આદેશ અલ્લાહના પયગંબર તરફથી તેમને આપવામાં આવે.

# (૬૦) સૂરઃ અલ-મુમ્તહિના

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૧૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમે મારા માર્ગમાં જિહાદ (તનતોડ સંઘર્ષ) કરવા અને મારી પ્રસન્નતા માટે (વતન છોડીને ઘરોથી) નીકળ્યા છો તો મારા અને પોતાના દુશ્મનોને દોસ્ત ન બનાવો. તમે તેમના સાથે મિત્રતાનો હાથ લંબાવો છો, જો કે તે સત્ય જે તમારા પાસે આવ્યું છે તેને માનવાનો તેઓ ઈન્કાર કરી ચૂકયા છે અને તેમનું વર્તન એ છે કે રસૂલ (ઈશદૂત)ને અને સ્વયં તમને માત્ર એ દોષ ખાતર દેશનિકાલ કરે છે કે તમે પોતાના માલિક અને પાલનહાર, અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા છો. તમે છૂપાવીને તેમને મૈત્રી-સંદેશો મોકલાવો છો, જો કે જે કંઈ તમે છૂપાવીને કરો છો અને જે ખુલ્લંખુલ્લા કરો છો, દરેક વસ્તુને હું સારી રીતે જાણું છું. જે વ્યક્તિ પણ તમારામાંથી આવું કરે તે નિશ્ચિતપણે સીધા માર્ગથી ભટકી ગયો.

૨. તેમનું વલણ તો એવું છે કે જો તમારા ઉપર કાબૂ મેળવી લે તો તમારા સાથે દુશ્મનાવટ કરે અને હાથ અને જબાનથી તમને તકલીફ પહોંચાડે. તેઓ તો એવું ઈચ્છે છે કે તમે કોઈ પણ રીતે કાફિર (અધર્મી) થઈ જાઓ.

૩. કયામત (પુનરુજ્જીવન)ના દિવસે ન તમારા સગપણ-સંબંધો કોઈ કામ લાગશે, ન તમારી સંતાન. તે દિવસે અલ્લાહ તમારા વચ્ચે જુદાઈ નાખી દેશે, અને તે જ તમારા કર્મોને જોવાવાળો છે.

૪. તમારા માટે ઈબ્રાહીમ અને તેના સાથીદારોમાં એક ઉત્તમ આદર્શ છે કે તેમણે પોતાની કોમને સ્પષ્ટ કહી દીધું, ‘‘અમે તમારાથી અને તમારા તે ઉપાસ્યોથી જેમને તમે અલ્લાહને છોડીને પૂજો છો તદ્દન વિરક્ત છીએ, અમે તમારાથી કુફ્ર કર્યું, અને અમારા અને તમારા વચ્ચે હંમેશ માટે વૈમનસ્ય થઈ ગયું અને વેર નંખાઈ ગયું જ્યાં સુધી તમે એક અલ્લાહ ઉપર ઈમાન ન લાવો.’’ પરંતુ ઈબ્રાહીમનું પોતાના પિતાને આવું કહેવું (અપવાદ છે) કે, ‘‘હું તમારા માટે ક્ષમાની પ્રાર્થના અવશ્ય કરીશ, અને અલ્લાહથી તમારા માટે કંઈ પ્રાપ્ત કરી લેવું મારા વશમાં નથી.’’ (અને ઈબ્રાહીમ અને ઈબ્રાહીમના સાથીઓની દુઆ આ હતી કે)



‘‘હે અમારા રબ ! તારા જ ઉપર અમે ભરોસો કર્યો અને તારા જ તરફ અમે પાછા વળી ગયા અને તારા જ પાસે અમારે પાછા ફરવાનું છે.

૫. હે અમારા રબ ! અમને ઈન્કાર કરનારાઓ માટે અજમાયશ ન બનાવ. અને હે અમારા રબ ! અમારી ભૂલોથી ક્ષમા કરી દે, નિઃશંક તું જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.’’

૬. તે જ લોકોના વર્તનમા તમારા માટે અને તે દરેક વ્યક્તિ માટે ઉત્તમ આદર્શ છે જે અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસની આશા રાખતો હોય. આનાથી કોઈ વિમુખ બનતો હોય તો અલ્લાહ નિરપેક્ષ, નિસ્પૃહ છે અને પોતાનામાં જ સ્વયં પ્રશંસિત છે. (રુકૂઅ-૧)

૭. અશકય નથી કે અલ્લાહ કયારેક તમારા અને તે લોકો વચ્ચે પ્રેમ નાખી દે જેમના સાથે આજે તમે શત્રુતા વહોરી લીધી છે. અલ્લાહ ખૂબ સામર્થ્યવાળો છે અને તે મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૮. અલ્લાહ તમને એ વાતથી નથી રોકતો કે તમે તે લોકો સાથે સદાચાર અને ન્યાયનું વર્તન કરો જેમણે દીન (ધર્મ)ના મામલામાં તમારાથી યુદ્ધ કર્યું નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા નથી. અલ્લાહ ન્યાય કરનારાઓને પસંદ કરે છે.

૯. તે તમને જે વાતથી રોકે છે તે તો એ છે કે તમે તે લોકો સાથે મિત્રતા કરો જેમણે તમારાથી દીન (ધર્મ)ના મામલામાં યુદ્ધ કર્યું છે અને તમને તમારા ઘરોમાંથી કાઢ્યા છે અને તમને કાઢી મૂકવામાં એક-બીજાની મદદ કરી છે. તેમના સાથે જે લોકો મિત્રતા કરે તેઓ અત્યાચારી છે.

૧૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જયારે ઈમાનવાળી સ્ત્રીઓ હિજરત કરીને તમારા પાસે આવે તો (તેમના ઈમાનવાળી હોવા અંગે) ચકાસણી કરી લો, અને તેમના ઈમાનની હકીકત તો અલ્લાહ જ વધુ સારી રીતે જાણે છે. પછી જયારે તમને ખબર પડી જાય કે તેઓ ઈમાનવાળી છે તો તેમને કાફિરો તરફ પરત ન કરો. ન તેઓ કાફિરો માટે હલાલ (વૈધ) છે ન કાફિરો તેમના માટે હલાલ છે. તેમના કાફિર પતિઓએ જે મહેર તેમને આપી હતી તે તેમને પાછી આપી દો. અને તેમનાથી નિકાહ (લગ્ન) કરી લેવામાં તમારા ઉપર કોઈ ગુનો નથી જો તમે તેમની મહેર તેમને ચૂકવી આપો. અને તમે પોતે પણ કાફિર સ્ત્રીઓને પોતાના નિકાહમાં રોકી ન રાખો. જે મહેર તમે પોતાની કાફિર પત્નીઓને આપી હતી તે તેઓ પરત માગી લે અને જે મહેર

કાફિરોએ મુસ્લિમ પત્નીઓને આપી હતી તેને તેઓ પરત માંગી લે. આ અલ્લાહનો આદેશ છે, તે તમારા વચ્ચે ફેંસલો કરે છે અને તે બધું જ જાણનાર અને તત્ત્વદર્શી છે.

૧૧. અને જો તમારી કાફિર પત્નીઓની મહેરમાંથી કેટલીક તમને કાફિરો પાસેથી પરત ન મળે અને પછી તમારો આવો પ્રસંગ આવે તો જે લોકોની પત્નીઓ તે તરફ રહી ગઈ છે તેમને તેટલી રકમ ચૂકવી આપો જે તેમણે આપેલ મહેરોની બરાબર હોય અને તે અલ્લાહથી ડરતા રહો જેના ઉપર તમે ઈમાન લાવ્યા છો.

૧૨. હે પયગંબર, જ્યારે તમારા પાસે ઈમાનવાળી સ્ત્રીઓ બૈઅત (પ્રતિજ્ઞા) કરવા માટે આવે અને એ વાતની પ્રતિજ્ઞા કરે કે તેઓ અલ્લાહ સાથે કોઈ વસ્તુને ભાગીદાર નહીં બનાવે, ચોરી નહીં કરે, વ્યભિચાર નહીં કરે, પોતાના સંતાનની હત્યા નહીં કરે, પોતાના હાથ-પગ વચ્ચે કોઈ આરોપ ઘડીને નહીં લાવે, અને કોઈ પણ ભલાઈના કામમાં તમારી અવજ્ઞા નહીં કરે, તો તેમનાથી 'બૈઅત' લઈ લો અને તેમના માટે ક્ષમાની પ્રાર્થના કરો, નિશ્ચિતપણે અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તે લોકોને મિત્ર ન બનાવો જેમના ઉપર અલ્લાહનો પ્રકોપ થયો છે, જેઓ આખિરત (પરલોક)થી એવી જ રીતે નિરાશ છે જેવી રીતે કબરોમાં પડેલા કાફિરો નિરાશ છે. (રુકૂઅ-૨)



# (૬૧) અસ્-સફ્ફ

## પરિચય

**નામઃ**

આ સૂરઃનું નામ ચોથી આયતના વાક્ય 'યુકાતિલૂન ફી સબીલિહિ સફ્ફન' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ આ તે સૂરઃ છે જેમાં 'સફ્ફ' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળઃ**

આના વિષયો ઉપરથી એમ લાગે છે કે સંભવતઃ આ ઉહુદના યુદ્ધના નજીકના જમાનામાં ઊતરી હશે, કારણ કે આની પંક્તિઓ વચ્ચે જે સંજોગો તરફ સંકેત જણાય છે તે એ જ યુગમાં પ્રવર્તતા હતા.

**વિષયવસ્તુ :**

આનો વિષય મુસલમાનોને ઈમાનમાં નિખાલસતા અપનાવવા અને અલ્લાહના માર્ગમાં પ્રાણ ન્યોછાવર કરવા માટે પ્રોત્સાહન આપવાનો છે. આમાં નબળું ઈમાન ધરાવતા મુસલમાનોને પણ સંબોધન કરવામાં આવ્યું છે, જેઓ ઈમાનનો ખોટો દાવો કરીને ઈસ્લામમાં દાખલ થઇ ગયા હતા અને એમને પણ જેઓ નિષ્ઠાવાન હતા. ક્યાં કોને સંબોધન કરવામાં આવ્યું છે તે વર્ણન-શૈલી ઉપરથી આપોઆપ જણાઇ આવે છે.

શરૂઆતમાં તે સૌ લોકોને ચેતવવામાં આવ્યા છે કે અલ્લાહની નજરમાં તે લોકો અત્યંત ક્રોધપાત્ર છે, જેમના વાણી અને વર્તનમાં અંતર છે અને તેને તે લોકો અત્યંત પ્રિય છે, જેઓ સત્યના માર્ગમાં લડવા માટે સીસું પાયેલ દીવાલની જેમ દૃઢતા સાથે ઊભા હોય.

ત્યારબાદ આયત-૫ થી ૭ સુધી અલ્લાહના રસૂલ (સલ્લ.)ની ઉમ્મત (સમુદાય)ના લોકોને ચેતવવામાં આવ્યા છે કે પોતાના રસૂલ અને પોતાના દીન સાથે તમારૂં વલણ એવું ન હોવું જોઇએ, જે હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) પ્રત્યે બની ઇસરાઇલે અપનાવ્યું. આનું પરિણામ એ આવ્યું કે તે કોમના સ્વભાવનો ઢાંચો જ વિકૃત થઇ ગયો અને તેના પાસેથી માર્ગદર્શનની દિવ્ય પ્રેરણા (તૌફીક) છીનવાઇ ગઇ.

ત્યારપછી આયત-૮ અને ૯માં સંપૂર્ણ પડકાર સાથે ઘોષણા કરવામાં આવી છે કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ અને તેમના સાથે સંબંધ ધરાવનારા મુનાફિકો (દંભીઓ) અલ્લાહના આ પ્રકાશને બુઝાવવાના ચાહે જેટલા પ્રયત્નો કરી લે, આ કામ સંપૂર્ણ ચમકદમક સાથે દુનિયામાં ફેલાઇને રહેશે અને સત્યનો ઈન્કાર કરનારાઓને ગમે તેટલું અપ્રિય લાગે સાચા પયગંબર દ્વારા લાવવામાં

આવેલ દીન (ધર્મ) બીજા દરેક ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ ઉપર વિજયી થઇને રહેશે.

તે પછી આયત-૧૦ થી ૧૩માં ઈમાનવાળાઓને બતાવવામાં આવ્યું છે કે દુનિયા (આલોક) અને આખિરત (પરલોક)માં સફળતાનો માર્ગ કેવળ એક જ છે અને તે એ છે કે અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત) ઉપર હૃદયપૂર્વક ઈમાન લાવો અને અલ્લાહના માર્ગમાં પોતાના પ્રાણ અને ધન વડે જિહાદ (તનતોડ પ્રયાસ અને સંઘર્ષ) કરો.

અંતમાં ઈમાનવાળાઓને શિખામણ આપવામાં આવી છે કે હઝરત ઈસા (અલૈ.)ના સાથીઓએ જેમ અલ્લાહના માર્ગમાં તેમનો સાથ આપ્યો હતો, તેવી જ રીતે તેઓ પણ 'અન્સારુલ્લાહ' (અલ્લાહના મદદગાર)બને, જેથી અસત્યવાદીઓ વિરૂદ્ધ તેમને પણ એવી જ રીતે અલ્લાહની મદદ પ્રાપ્ત થાય જેમ અગાઉના ઈમાનવાળાઓને પ્રાપ્ત થઇ હતી.



# (૬૧) સૂરઃ અસ્-સફ્ફ

(મદીનામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૧૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલ્લાહની તસ્બીહ (પવિત્રતાના ગુણગાન) કરી છે દરેક તે વસ્તુએ જે આકાશો અને ધરતીમાં છે, અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો, તમે કેમ તે વાત કહો છો જે કરતા નથી ?

૩. અલ્લાહના નજીક આ અત્યંત અપ્રિય કૃત્ય છે કે તમે કહો તે વાત જે કરતા નથી.

૪. અલ્લાહને તો પસંદ તે લોકો છે જેઓ તેના માર્ગમાં એવી રીતે કતારબદ્ધ લડે છે જાણે સીસું પાયેલ દીવાલ છે.

૫. અને યાદ કરો મૂસાની તે વાત જે તેણે પોતાની કોમને કહી હતી કે ''હે મારી કોમના લોકો ! તમે શા માટે મને દુઃખ આપો છો, જો કે તમે સારી રીતે જાણો છો કે હું તમારા તરફ અલ્લાહનો મોકલેલો રસૂલ (ઈશદૂત) છું ?'' પછી જ્યારે તેમણે વિકૃતિ અપનાવી તો અલ્લાહે પણ તેમના હૃદય વિકૃત કરી દીધા, અલ્લાહ અવજ્ઞાકારીઓને માર્ગદર્શન આપતો નથી.

૬. અને યાદ કરો મરયમના પુત્ર ઈસાની તે વાત જે તેણે કહી હતી, ''હે બની ઇસરાઈલ (ઇસરાઈલની સંતાન) ! હું તમારા તરફ અલ્લાહનો મોકલેલો રસૂલ (ઈશદૂત) છું, સમર્થન કરનાર છું તે તૌરાતનું જે મારા પહેલાં આવેલ મોજૂદ છે, અને ખુશખબર આપનાર છું એક રસૂલની જે મારા પછી આવશે જેનું નામ અહમદ હશે.''
પરંતુ જ્યારે તે તેમના પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યો તો તેમણે કહ્યું કે આ તો સ્પષ્ટ છેતરપિંડી છે.

૭. હવે ભલા તે વ્યક્તિ કરતાં વધુ જાલિમ અન્ય કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠા આરોપો લગાવે જો કે તેને ઇસ્લામ (અલ્લાહ સમક્ષ આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેવું)નું આમંત્રણ આપવામાં આવી રહ્યું હોય ? આવા જાલિમોને અલ્લાહ માર્ગદર્શન આપતો નથી.

૮. આ લોકો પોતાના મોઢાની ફૂંકો વડે અલ્લાહના પ્રકાશને ઓલવવા માગે છે, અને અલ્લાહનો નિર્ણય એ છે કે તે પોતાના પ્રકાશને સંપૂર્ણપણે ફેલાવીને રહેશે ચાહે કાફિરોને આ કેટલુંય અપ્રિય હોય.

૯. તે જ તો છે જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય દીન (ધર્મ) સાથે મોકલ્યો છે જેથી તેને સમગ્ર દીન (ધર્મોના તમામ પ્રકારો) ઉપર

પ્રભુત્વ આપી દે ચાહે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ને આ કેટલુંય અપ્રિય હોય. (રુકૂઅ ૧)

૧૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! હું બતાવું તમને તે વેપાર જે તમને દુઃખદાયક યાતનાથી બચાવી લે ?

૧૧. ઈમાન લાવો અલ્લાહ અને તેના રસૂલ ઉપર, અને જિહાદ (તનતોડ સંઘર્ષ) કરો અલ્લાહના માર્ગમાં પોતાના માલથી અને પોતાના પ્રાણથી. આ જ તમારા માટે વધુ સારું છે જો તમે જાણો.

૧૨. અલ્લાહ તમારા ગુના માફ કરી દેશે, અને તમને એવા બાગોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે, અને હંમેશાં રહેવાની જન્નતોમાં સર્વોત્તમ ઘર તમને પ્રદાન કરશે. આ છે મોટી સફળતા.

૧૩. અને તે બીજી વસ્તુ જે તમે ઇચ્છો છો, તે પણ તમને આપશે, અલ્લાહ તરફથી મદદ અને ટૂંકમાં જ પ્રાપ્ત થનારો વિજય. હે પયગંબર ! ઈમાનવાળાઓને આની ખુશખબર આપી દો.

૧૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહના મદદગાર બનો, જેવી રીતે મરયમના પુત્ર ઈસાએ હવારીઓ (પોતાના સાથીઓ)ને સંબોધીને કહ્યું હતું, ''કોણ છે અલ્લાહ તરફ (બોલાવવામાં) મારો મદદગાર ?'' અને હવારીઓએ જવાબ આપ્યો હતો : ''અમે છીએ અલ્લાહના મદદગાર.'' તે વખતે બની ઈસરાઈલનું એક જૂથ ઈમાન લાવ્યું અને બીજા જૂથે ઇન્કાર કર્યો. પછી અમે ઈમાન લાવનારાઓની તેમના દુશ્મનોના મુકાબલામાં સહાયતા કરી અને તેઓ જ વર્ચસ્વી થઈને રહ્યા. (રુકૂઅ-૨)



# (૬૨) અલ-જુમુઆ

## પરિચય

**નામઃ**

આ સૂરઃનું નામ આયત ૯ના વાક્ય 'ઇઝાનૂદિયલિસ્સલાતિ મિંય્યોમિલજુમુઅતિ' ઉપરથી લેવામાં આવ્યું છે. જો કે આ સૂરઃમાં 'જુમ્આ'ની નમાઝના આદેશો પણ વર્ણવવામાં આવ્યા છે, પરંતુ 'જુમ્આ' સમગ્રપણે આ સૂરઃનું શીર્ષક નથી, બલ્કે બીજી સૂરઃના નામોની જેમ આ પણ પ્રતીકના રૂપમાં છે.

**ઉતરાણકાળઃ**

પ્રથમ રુકૂઅનો ઉતરાણકાળ હિ.સ. ૦૭ છે, અને સંભવતઃ આ ખૈબર યુદ્ધના વિજય પ્રસંગે અથવા તેના પછીના નજીકના સમયમાં ઊતરી છે.

બીજો રુકૂઅ હિજરત પછી નજીકના જમાનામાં જ ઊતર્યો છે. કેમ કે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પવિત્ર મદીના પહોંચતાં જ પાંચમા દિવસે 'જુમ્આ'ની નમાઝ કાયમ કરી દીધી હતી, અને આ રુકૂઅની અંતિમ આયતમાં જે પ્રસંગ તરફ ઇશારો કરવામાં આવ્યો છે, તે સ્પષ્ટપણે દર્શાવી રહ્યો છે કે તે 'જુમ્આ' કાયમ કરવાના આરંભ પછી જરૂર એવા સમયે બન્યો હશે, જયારે લોકોને ધાર્મિક મિજલસો-સભાઓના શિષ્ટાચારની પૂરેપૂરી કેળવણી હજુ મળી ન હતી.

**વિષયવસ્તુ :**

ઉપર વર્ણવી ગયા છીએ તેમ આ સૂરઃના બે રુકૂઅ બે જુદા-જુદા સમયે અવતરિત થયા છે. આથી બંનેનો વિષય તેમજ સંબોધિતો પણ જુદા છે.

પ્રથમ રુકૂઅ તે વખતે અવતરિત થયો, જયારે યહૂદીઓની તે તમામ કોશિશો નિષ્ફળ નીવડી ચૂકી હતી, જે ઇસ્લામના આમંત્રણનો માર્ગ રોકવા માટે પાછળના છ વર્ષો દરમ્યાન તેમણે કરી હતી. આ આયતોના ઉતરાણ સમયે તેમનો સૌથી મોટો ગઢ 'ખૈબર' પણ કોઈ ખાસ તકલીફ વિના જીતાઈ ગયો. આ છેલ્લી હાર ખાધા પછી આરબ પ્રદેશમાં યહૂદી-તાકાત તદ્દન ખતમ થઈ ગઈ. વાદીઉલ કુરા, ફદક, તૈમા, તબૂક, સૌ એક-પછી-એક હથિયાર નાંખતા ગયા, ત્યાં સુધી કે છેવટે આરબ પ્રદેશના તમામ યહૂદીઓ ઇસ્લામી રાજયના પ્રજાજન (રૈયત) બની ગયા. આ પ્રસંગ હતો, જયારે અલ્લાહે આ સૂરઃમાં એકવાર ફરી તેમને ઉદ્દેશ્યા, અને સંભવતઃ આ આખરી ઉદ્બોધન હતું, જે કુર્આનમજીદમાં તેમને કરવામાં આવ્યું. આમાં તેમને સંબોધીને ત્રણ વાતો કહેવામાં આવી છે :

(૧) તમે આ રસૂલ—ઈશદૂતને એ કારણસર માનવાનો ઇન્કાર કર્યો કે

આ તે કોમમાં ઊઠ્યો હતો, જેને તમે નફરતથી 'ઉમ્મી' (નિરક્ષર)કહો છો. આ તમારો ખોટી ધારણા હતી કે રસૂલ અનિવાર્યપણે તમારી પોતાની કોમનો જ હોવો જોઈએ અને એ કે 'ઉમ્મીઓ'માં કદી પણ કોઇ રસૂલ આવી શકતો નથી, પરંતુ અલ્લાહે આ જ ઉમ્મીઓમાંથી એક રસૂલ ઉઠાવ્યો, જે તમારી નજરો સામે તેનો ગ્રંથ સંભળાવી રહ્યો છે, આત્માની શુદ્ધિ કરી રહ્યો છે અને તે લોકોને માર્ગદર્શન આપી રહ્યો છે, જેમની પથભ્રષ્ટતાની દશા તમે પોતે જાણો છો. આ અલ્લાહની કૃપા છે, તે જેને ચાહે તેને આપે.

(૨) તમને તૌરાત આપવામાં આવી હતી, પરંતુ તમે તેની જવાબદારી ન સમજી, ન અદા કરી. એટલું જ નહીં, પણ જાણી-જોઇને અલ્લાહની આયતોને ખોટી ઠેરવવાનું પણ ચૂકતા નથી અને આમ છતાં તમારો એ દાવો છે કે તમે અલ્લાહના પ્રિય છો અને રિસાલત (ઈશદૂતત્વ)ની કૃપા હંમેશ માટે તમારા નામે લખી દેવામાં આવી છે.

(૩) તમે જો ખરેખર અલ્લાહના માનીતા હોત અને તમને જો વિશ્વાસ હોત કે તેને ત્યાં તમારા માટે મોટી પ્રતિષ્ઠા અને માન-મરતબાનું સ્થાન સુરક્ષિત છે, તો તમને મૃત્યુનો આવો ડર ન લાગેલો હોત કે અપમાનભર્યું જીવન કબૂલ છે, પણ મૃત્યુ કોઇ પણ ભોગે સ્વીકાર્ય નથી. તમારી આ હાલત સ્વયં જ એ વાતનો પુરાવો છે કે તમારી કરણીથી તમે પોતે વાકેફ છો, અને તમારૂં અંતરમન સ્વયં જાણે છે કે આ દુષ્કૃત્યો સાથે મરશો તો અલ્લાહને ત્યાં આના કરતાં વધુ અપમાનિત અને ફજેત થશો, જેટલા દુનિયામાં થઇ રહ્યાં છો.

આ છે પહેલા રુકૂઅનો વિષય. આ પછી બીજો રુકૂઅ, જે ઘણાં વર્ષ પહેલાં અવતરિત થયો હતો, આ સૂરઃમાં એટલા માટે સામેલ કરવામાં આવ્યો છે કે અલ્લાહે યહૂદીઓના 'સબ્ત' (શનિવાર)ના સામે મુસલમાનોને 'જુમ્આ' પ્રદાન કરેલ છે, અને અલ્લાહ મુસલમાનોને સચેત કરવા માગે છે કે તેઓ પોતાના 'જુમ્આ' સાથે એવું વર્તન ન કરે, જે યહૂદીઓએ 'સબ્ત' સાથે કર્યું હતું. આ રુકૂઅ તે વખતે અવતરિત થયો હતો, જ્યારે મદીનામાં એક દિવસે બરાબર 'જુમ્આ'ની નમાઝ વખતે એક વેપારી કાફલો આવ્યો અને તેના ઢોલ-નગારાનો અવાજ સાંભળીને ૧૨ માણસો સિવાય મસ્જિદે નબવી (મદીનામાં સ્થિત પયગંબરની મસ્જિદ)માં ઉપસ્થિત સૌ કોઇ કાફલા તરફ દોડી ગયા, જો કે તે વખતે અલ્લાહના રસૂલ (સલ્લ.) પ્રવચન આપી રહ્યા હતા. આ વખતે આદેશ આપવામાં આવ્યો કે 'જુમ્આ'ની અઝાન થયા પછી દરેક જાતનું ખરીદ-વેચાણ અને બીજી દરેક પ્રવૃત્તિ હરામ (નિષિદ્ધ) છે.



# (૬૨) સૂરઃ અલ-જુમુઆ

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલ્લાહની તસ્બીહ (પવિત્રતાના ગુણગાન) કરી રહી છે દરેક તે વસ્તુ જે આકાશોમાં છે અને દરેક તે વસ્તુ જે ધરતીમાં છે — સમ્રાટ છે, અત્યંત પવિત્ર, પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી.

૨. તે જ છે જેણે ઉમ્મીઓમાં* એક રસૂલ સ્વયં તેમનામાંથી જ ઉઠાવ્યો, જે તેમને તેની આયતો સંભળાવે છે, તેમના જીવન દુરસ્ત અને સુસજ્જ કરે છે, અને તેમને ગ્રંથ અને હિકમત (તત્ત્વદર્શિતા)નું શિક્ષણ આપે છે, જો કે આ પહેલાં તેઓ સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડેલા હતા.

૩. અને (આ રસૂલનું મોકલવું) તે બીજા લોકો માટે પણ છે જેઓ હજુ તેમને મળ્યા નથી, અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૪. આ તેની કૃપા છે, જેને ચાહે છે આપે છે, અને તે મોટો કૃપા કરનાર છે.

૫. જે લોકોને તૌરાતના વાહક બનાવવામાં આવ્યા હતા પરંતુ તેમણે તેનો ભાર ન ઉપાડ્યો, તેમનું દૃષ્ટાંત તે ગધેડા જેવું છે જેના ઉપર પુસ્તકો લાદેલા હોય. આનાથી પણ વધુ ખરાબ દૃષ્ટાંત તે લોકોનું છે જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી દીધી છે. આવા અત્યાચારીઓને અલ્લાહ માર્ગદર્શન આપતો નથી.

૬. આમને કહો, ''હે લોકો, જેઓ યહૂદી થઈ ગયા છો ! જો તમને આ વાતનો ઘમંડ છે કે બીજા બધા લોકોને છોડીને કેવળ તમે જ અલ્લાહના વહાલા છો તો મૃત્યુની કામના કરો જો તમે પોતાના આ દાવામાં સાચા છો.''

૭. પરંતુ આ લોકો કદાપિ આવી કામના નહીં કરે, પોતાના તે કૃત્યોના કારણે જે આ લોકો કરી ચૂક્યા છે, અને અલ્લાહ આ અત્યાચારીઓને સારી રીતે જાણે છે.

૮. આમને કહો, ''જે મૃત્યુથી તમે ભાગો છો તે તો તમને આવીને રહેશે, પછી તમે તેના સામે રજૂ કરવામાં આવશો જે છૂપા અને જાહેરનો જાણવાવાળો છે, અને તે તમને બતાવી દેશે કે તમે શું-શું કરતા રહ્યા છો.''(રુકૂઅ-૧)

૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે પોકારવામાં આવે નમાઝ

* અહીં 'ઉમ્મી' શબ્દ યહૂદી પરિભાષાના રૂપમાં પ્રયોજાયો છે અને તેમાં એક વ્યંગ્ય સમાયેલ છે. તેનો અર્થ એ છે કે જે આરબોને યહૂદીઓ ઉપેક્ષાની સાથે 'ઉમ્મી' કહેતા હતા અને પોતાની સરખામણીમાં તેમને હીન સમજતા હતા, તેઓમાંથી જ પ્રભુત્વશાળી અને સર્વજ્ઞ અલ્લાહે એક રસૂલ ઊભો કર્યો છે.

માટે જુમ્આના દિવસે તો અલ્લાહના ઝિક્ર (સ્મરણ) તરફ દોડો અને ખરીદ-વેચાણ છોડી દો, આ તમારા માટે વધુ સારૂં છે જો તમે જાણો.

૧૦. પછી જ્યારે નમાઝ પૂરી થઈ જાય તો ધરતી ઉપર ફેલાઈ જાઓ અને અલ્લાહની કૃપા (આજીવિકા) શોધો અને અલ્લાહને પુષ્કળ યાદ કરતા રહો જેથી કદાચ તમને સફળતા પ્રાપ્ત થઈ જાય.

૧૧. અને જ્યારે તેઓ વેચાણ અને ખેલ-તમાશો થતા જુએ છે તો તેના તરફ દોડી પડે છે અને તમને ઊભા-ને-ઊભા જ છોડી દે છે. આમને કહો, જે કંઈ અલ્લાહ પાસે છે તે ખેલ-તમાશા અને વેપારથી વધુ સારૂં છે. અને અલ્લાહ સૌથી સારો રોજી આપનાર છે. (રુકૂઅ-૨)



# (૬૩) અલ-મુનાફિકૂન

## પરિચય

**નામઃ**

પહેલી આયતના વાક્ય 'ઇઝાજાઅકલ્ મુનાફિકૂન' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે. આ સૂરઃનું નામ પણ છે અને એના વિષયનું શીર્ષક પણ, કેમ કે આમાં મુનાફિક (દંભી, કપટાચારી) લોકોનાં વર્તનની સમીક્ષા કરવામાં આવી છે.

**ઉતરાણકાળઃ**

આગળ અમે બતાવીશું કે આ સૂરઃ બની અલ-મુસ્તલિકના યુદ્ધથી અલ્લાહના રસૂલ—ઈશદૂત (સલ્લ.)ના પરત ફરતાં અથવા તો મુસાફરી દરમ્યાન અવતરિત થઈ છે અથવા પયગંબર (સલ્લ.)ના મદીના પહોંચ્યા પછી તરત જ આનું ઉતરાણ થયું છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિઃ**

જે વિશેષ ઘટના અંગે આ સૂરઃ અવતરિત થઈ છે તેનું વર્ણન કરતાં પહેલાં એ જરૂરી છે કે મદીનાના મુનાફિકો (દંભીઓ)ના ઇતિહાસ ઉપર એક નજર નાખી લેવામાં આવે, કેમ કે જે ઘટના તે વખતે બની હતી, તે માત્ર અચાનક બનેલી ઘટના ન હતી, બલ્કે તેના પાછળ ઘટનાઓની સળંગ શ્રૃંખલા હતી, જે છેવટે આ ઘટનામાં પરિણમી.

મદીના શહેરમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ની પધરામણી થયા અગાઉ ઔસ અને ખઝરજ કબીલાઓ અંદરોઅંદર લડતાં લડતાં થાકી જઈને એક વ્યક્તિ અબ્દુલ્લાહ બિન ઉબઈની નેતૃત્વ અને સરદારી ઉપર સહમત થઈ ગયા હતા અને તે માટે તૈયારીઓ કરી રહ્યા હતા કે તેને પોતાનો બાદશાહ બનાવીને વિધિસર રીતે તેની તાજપોશી કરી દે, એટલે સુધી કે તેના માટે તાજ (મુગુટ) પણ બનાવી લેવામાં આવ્યો હતો.

આ પરિસ્થિતિમાં ઇસ્લામની વાતો મદીના પહોંચી અને આ બંને કબીલાના વગદાર માણસો મુસલમાન થવા લાગ્યા.

તે પછી જ્યારે નબી (સલ્લ.) મદીના પહોંચ્યા તો અન્સારના દરેક કુટુંબમાં ઇસ્લામ એટલી હદે ફેલાઈ ચૂક્યો હતો કે અબ્દુલ્લાહ બિન ઉબઈ લાચાર થઈ ગયો અને તેને પોતાની સરદારી બચાવવા માટે એના સિવાય કોઈ રસ્તો સૂઝ્યો નહીં કે પોતે પણ મુસલમાન બની જાય. જો કે હૃદયમાં તો આવા સૌ લોકો બળી રહ્યા હતા, અને ખાસ કરીને અબ્દુલ્લાહ બિન ઉબઈને આ વાતનું ભારે દુઃખ હતું કે અલ્લાહના રસૂલના આગમને તેની બાદશાહત છીનવી

લીધી છે. ઘણાં વર્ષો સુધી તેનું આ દંભી ઈમાન (આસ્થા) અને પોતાનું રાજ્ય છીનવાઈ જવાનું દુઃખ વિવિધ સ્વરૂપોમાં પ્રગટ થતા રહ્યાં.

બદ્રના યુદ્ધ પછી જ્યારે બની કૈનુકાઅના યહૂદીઓના ખુલ્લા કરારભંગ અને કોઈપણ કારણ વિના ઉશ્કેરણી કરવા માટે અલ્લાહના રસૂલ (સલ્લ.)એ તેમના ઉપર આક્રમણ કર્યું તો આ માણસ તેમની મદદમાં ઊભો થઈ ગયો.

ઉહુદના યુદ્ધ સમયે આ માણસે ખુલ્લેઆમ વિશ્વાસઘાત કરીને અને અણીના સમયે પોતાના ત્રણસો સાથીઓ લઈને મેદાન છોડી પાછો જતો રહ્યો. જે નાજુક સમયે તેણે આ કૃત્ય કર્યું હતું તેનું અનુમાન એ વાત ઉપરથી લગાવી શકાય છે કે કુરૈશના લોકો 3000નું લશ્કર લઈને મદીના ઉપર ચઢી આવ્યા હતા, અને અલ્લાહના રસૂલ (સલ્લ.) તેમના મુકાબલા માટે માત્ર 1000 માણસો લઈને સ્વબચાવ માટે નીકળ્યા હતા. આ 1000માંથી પણ આ મુનાફિક (દંભી) 300 માણસોને પાછા લઈ ગયો અને પયગંબર (સલ્લ.)ને માત્ર 700ના લશ્કર વડે 3000 શત્રુઓનો મુકાબલો કરવો પડ્યો.

ત્યારપછી હિ.સ. 06માં બની મુસ્તલિકના યુદ્ધનો પ્રસંગ બન્યો અને તે વખતે આ માણસ અને તેના સાથીઓએ વધુ ખુલ્લી રીતે ઇસ્લામ વિરૂદ્ધ ઇસ્લામના શત્રુઓની મદદ કરી. આ હતી તે પશ્ચાદભૂમિ જેના સાથે તે તેના સાથી-દંભી લોકો બની મુસ્તલિકના યુદ્ધમાં સામેલ થયા. આ પ્રસંગે તેમણે એક સાથે બે એવા ષડયંત્રો રચ્યા, જે મુસલમાનોની સામૂહિકતાને ટુકડેટુકડા કરી શકતા હતા. પરંતુ પવિત્ર કુર્આનના શિક્ષણ અને અલ્લાહના રસૂલ (સલ્લ.)ના સત્સંગ દ્વારા ઈમાનવાળાઓને જે શ્રેષ્ઠ કેળવણી મળી હતી, તેના લીધે આ બંને ષડયંત્રો તે જ સમયે દબાવી દેવામાં આવ્યા અને આ મુનાફિકો ઊલ્ટાના પોતે જ ફજેત થઈને રહ્યા. આમાંનો એક ફિત્નો (ઉપદ્રવ) તે હતો, જેનો ઉલ્લેખ સૂરઃ નૂરમાં આવી ગયો છે અને બીજા ફિત્નાનું વર્ણન આ સૂરઃમાં કરવામાં આવ્યું છે.

બની અલમુસ્તલિકને હરાવ્યા પછી હજુ ઇસ્લામી લશ્કર તે વસ્તીમાં રોકાયેલું હતું, જે મુરૈસીઅ નામના કૂવા પર વસતી હતી કે અચાનક પાણી માટે બે માણસો વચ્ચે ઝઘડો થઈ ગયો. એમાંના એકનું નામ જહ્જાહ બિન મસઊદ ગિફારી હતું, જે હઝરત ઉમર (રદિ.)ના સેવક હતા અને તેમના ઘોડાની દેખભાળ કરતા હતા અને બીજા સિનાન બિન વબરહલ્જુહની હતા, જેમનો કબીલો ખઝરજના એક કબીલાનો સાથી હતો. જીભા-જોડીથી વાત મારામારી સુધી પહોંચી અને જહ્જાહે સિનાનને એક લાત મારી દીધી, જેને પોતાના પ્રાચીન યમની રિવાજ મુજબ અન્સાર ભારે અપમાન સમજતા હતા. આવું થતાં સિનાને અન્સારોને મદદ માટે પોકાર્યા, અને જહ્જાહે હિજરતીઓ



(મુહાજિરો)ને બૂમ પાડી. અબ્દુલ્લાહ બિન ઉબઈએ આ ઝઘડાની ખબર સાંભળતાં જ ઔસ અને ખઝરજના લોકોને ઉશ્કેરવાનું અને બૂમાબૂમ કરવાનું શરૂ કરી દીધું કે દોડો, પોતાના સાથીની મદદ કરો. તે તરફથી થોડા હિજરતીઓ પણ નીકળી આવ્યા. વાત વધી જવાની હતી અને એ જ જગ્યાએ અન્સાર અને હિજરતીઓ લડી પડ્યા હોત, જ્યાં હમણાં જ તેઓ સાથે મળીને એક દુશ્મન કબીલા સાથે લડતા હતા અને તેને હરાવીને હમણાં જ તે વિસ્તારમાં રોકાયા હતા, પરંતુ આ બૂમાબૂમ સાંભળીને અલ્લાહના રસૂલ (સલ્લ.) નીકળી આવ્યા અને ફરમાવ્યું, "અજ્ઞાનતાના આ પોકારો કેવા છે ? તમે લોકો ક્યાં, અને આ અજ્ઞાનતાના પોકારો ક્યાં ? આને છોડી દો, આ ઘણી ગંદી વસ્તુ છે." આ સાંભળીને બંને પક્ષોના સારા માણસોએ આગળ આવીને મામલો પતાવી દીધો અને સિનાને જહ્જાહને માફી આપીને સુલેહ કરી લીધી.

આ પછી તે દરેક વ્યક્તિ જેના હૃદયમાં દંભ હતો, અબ્દુલ્લાહ બિન ઉબઈ પાસે પહોંચી અને આ સૌએ મળીને તેને કહ્યુ કે "અત્યાર સુધી તો અમે તમારાથી આશાઓ બાંધી હતી અને તમે અમારી વિરૂદ્ધ આ કંગાળોના મદદગાર બની ગયા છો." અબ્દુલ્લાહ બિન ઉબઈ પહેલાંથી જ ઊકળી રહ્યો હતો. આ વાતોથી તે ઓર ભડકી ઊઠ્યો, કહેવા લાગ્યો, "આ બધું તમારી કરણીનું જ પરિણામ છે. તમે આ લોકોને પોતાના દેશમાં જગ્યા આપી, એમને પોતાના માલ વહેંચ્યા, ત્યાં સુધી કે હવે આ લોકો સમૃદ્ધ બનીને તમારા પોતાના જ હરીફ બની ગયા. આપણી અને કુરૈશ કંગાળો (અથવા મુહમ્મદ સલ્લ.ના સાથીઓ)ની હાલત ઉપર આ ઉદાહરણ બરાબર લાગુ પડે છે કે પોતાના કૂતરાને ખવડાવી-પીવડાવીને તગડો કર, જેથી તને કરડી ખાય. તમે આ લોકો તરફથી હાથ ખેંચી લો તો, આ બેહાલ થઈ જશે. ખુદાના સોગંદ ! મદીના પાછા જઈને આપણામાં જે ઇજ્જતવાળા છે તે બેઇજ્જતને કાઢી મૂકશે."

અલ્લાહના રસૂલ (સલ્લ.)ને જ્યારે આ વાતની ખબર પડી તો આપે તરત જ કૂચનો આદેશ આપ્યો, જો કે અલ્લાહના રસૂલ (સલ્લ.)ના સામાન્ય નિયમ મુજબ તે કૂચ કરવાનો સમય ન હતો. સતત ત્રીસ કલાક ચાલતા રહ્યા, એટલે સુધી કે લોકો થાકીને લોથ-પોથ થઈ ગયા, તો આપે એક જગ્યાએ પડાવ નાખ્યો અને થાકેલા લોકો જમીન પર આડા પડતાં જ ઘસઘસાટ ઊંઘી ગયા. આવું આપે એટલા માટે કર્યું કે જે કંઈ મુરૈસીઅના કૂવા ઉપર બન્યુ હતુ, તેની અસરો લોકોના મગજ ઉપરથી ભૂંસાઈ જાય.

ધીમે-ધીમે આ વાત તમામ અન્સારોમાં ફેલાઈ ગઈ અને તેમના અંદર અબ્દુલ્લાહ બિન ઉબઈ વિરૂદ્ધ સખત ગુસ્સો પેદા થઈ ગયો. લોકોએ તેને કહ્યું, "જઈને અલ્લાહના રસૂલ (સલ્લ.)ની માફી માંગો." પરંતુ તેણે તડકીને જવાબ

આપ્યો, "તમે કહ્યું તેના ઉપર ઈમાન લાવો, હું ઈમાન લાવ્યો. તમે કહ્યું પોતાના માલની ઝકાત આપો, મેં ઝકાત પણ આપી દીધી. હવે આટલું જ બાકી રહી ગયું છે કે હું મુહમ્મદને સિજદો કરૂં." આ વાતોથી તેના સામે અન્સાર મોમિનોની નારાજગી ઓર વધી ગઈ અને ચારેતરફથી તેના ઉપર ધિક્કાર થવા લાગ્યો. જ્યારે આ કાફલો પવિત્ર મદીનામાં દાખલ થવા લાગ્યો ત્યારે અબ્દુલ્લાહ બિન ઉબઈના પુત્ર, જેમનું નામ પણ અબ્દુલ્લાહ જ હતું, તલવાર કાઢીને પિતાની સામે ઊભા થઈ ગયા અને બોલ્યા, "આપે કહ્યું હતુ કે મદીના પાછા જઈને ઈજ્જતવાળો બેઈજ્જતને કાઢી મૂકશે. હવે આપને ખબર પડી જશે કે ઈજ્જત આપની છે કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લ.)ની ! ખુદાના સોગંદ ! તમે મદીનામાં દાખલ થઈ શકતા નથી, જ્યાં સુધી અલ્લાહના રસૂલ (સલ્લ.) તમને પરવાનગી ન આપે." આ સાંભળીને અબ્દુલ્લાહ બિન ઉબઈ ચીસ પાડી ઊઠ્યો, "ખઝરજના લોકો ! જરા જુઓ, મારો જ પુત્ર મને મદીનામાં દાખલ થવાથી રોકી રહ્યો છે." લોકોએ આની ખબર નબી (સલ્લ.)ને પહોંચાડી અને આપે કહ્યુ, "અબ્દુલ્લાહને કહો, પોતાના પિતાને ઘરે આવવા દે." અબ્દુલ્લાહ (રદિ.)એ કહ્યુ, "તેમનો આદેશ છે તો હવે આપ દાખલ થઈ શકો છો."

આ હતા તે સંજોગો, જેમાં આ સૂરઃ સંભવતઃ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મદીના પહોંચ્યા પછી ઊતરી.



# (૬૩) સૂરઃ અલ-મુનાફિકૂન

(મદીનામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે પયગંબર ! જ્યારે આ મુનાફિકો (દંભીઓ) તમારા પાસે આવે છે તો કહે છે, "અમે સાક્ષી આપીએ છીએ કે નિશ્ચિતપણે આપ અલ્લાહના રસૂલ (પયગંબર) છો." હા, અલ્લાહ જાણે છે કે તમે જરૂર તેના રસૂલ છો, પરંતુ અલ્લાહ સાક્ષી આપે છે કે આ દંભીઓ સાવ જૂઠા છે.

૨. આમણે પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે અને આ રીતે આ લોકો અલ્લાહના માર્ગથી સ્વયં રોકાય છે અને દુનિયાને રોકે છે. કેવા દુષ્કૃત્યો છે જે આ લોકો કરી રહ્યાં છે !

૩. આ બધું એ કારણે છે કે આ લોકોએ ઈમાન લાવીને ફરી ઈન્કાર કર્યો તેથી આમના હૃદયો ઉપર મહોર મારી દેવામાં આવી, હવે આ લોકો કંઈ સમજતા નથી.

૪. આમને જુઓ તો આમની કાયા તમને ખૂબ જ શાનદાર દેખાય. બોલે તો આમની વાતો તમે સાંભળતા રહી જાઓ. પરંતુ વાસ્તવમાં આ લોકો જાણે લાકડાના ઢીમચા છે જે દીવાલની સાથે ચણીને મૂકી દેવામાં આવ્યા હોય. દરેક વજનદાર અવાજને આ લોકો પોતાના વિરૂદ્ધ સમજે છે. આ કટ્ટર દુશ્મનો છે, આમનાથી બચીને રહો, અલ્લાહની માર આમના ઉપર, આ લોકો કયાં અવળા ફેરવવામાં આવી રહ્યા છે ?

૫. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, જેથી અલ્લાહનો રસૂલ તમારા માટે ક્ષમાની પ્રાર્થના કરે, તો માથું ઝાટકે છે અને તમે જુઓ છો કે તેઓ ખૂબ ઘમંડના સાથે આવતાં અટકે છે.

૬. હે પયગંબર ! તમે ચાહે તેમના માટે ક્ષમાની પ્રાર્થના કરો કે ન કરો, તેમના માટે સરખું છે, અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે, અલ્લાહ અવજ્ઞાકારીઓને કદાપિ માર્ગદર્શન આપતો નથી.

૭. આ તે જ લોકો છે જેઓ કહે છે કે રસૂલના સાથીદારો ઉપર ખર્ચ કરવાનું બંધ કરી દો જેથી તેઓ વિખરાઈ જાય. જો કે ધરતી અને આકાશોના ખજાનાઓનો માલિક અલ્લાહ છે, પરંતુ આ મુનાફિકો (દંભીઓ) સમજતા નથી.

૮. આ લોકો કહે છે કે અમે મદીના પરત જઈએ તો જે પ્રતિષ્ઠિત છે તે

ધિક્કારપાત્રને ત્યાંથી બહાર કાઢી મૂકશે. જો કે પ્રતિષ્ઠા તો અલ્લાહ અને તેના રસૂલ અને ઈમાનવાળાઓ માટે છે, પરંતુ આ દંભીઓ જાણતા નથી. (રુકૂઅ-૧)

૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છે ! તમારું ધન અને તમારી સંતાન તમને અલ્લાહના સ્મરણથી ગાફેલ ન કરી દે. જે લોકો આવું કરે તેઓ જ નુકસાનમાં રહેવાના છે.

૧૦. જે રોજી અમે તમને આપી છે તેમાંથી ખર્ચ કરો તે પહેલાં કે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય અને તે વખતે તે કહે કે ''હે મારા રબ ! શા માટે તેં મને થોડી મહેતલ ન આપી કે જેથી હું દાન કરતો અને સદાચારી લોકોમાં સામેલ થઈ જતો.''

૧૧. જો કે જ્યારે કોઈની કામ કરવાની મહેતલ પૂરી થવાનો સમય આવી જાય છે તો અલ્લાહ કોઈ વ્યક્તિને કદાપિ વધુ મહેતલ નથી આપતો, અને જે કંઈ તમે કરો છો, અલ્લાહ તેનાથી માહિતગાર છે. (રુકૂઅ-૨)



# (૬૪) અત્-તગાબુન

## પરિચય

**નામ:**

આયત-૯ના વાક્ય 'ઝાલિક યૌમુત્તગાબુન' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે. અર્થાત્ તે સૂરઃ જેમાં 'તગાબુન' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ:**

મુકાતિલ અને કલ્બી કહે છે કે આનો અમુક ભાગ મક્કી છે અને અમુક ભાગ મદની. પરંતુ વિવરણકર્તાઓની બહુમતિ સમગ્ર સૂરઃને મદીનામાં ઊતરેલી ઠેરવે છે. પરંતુ વાણીના વિષયથી એવું લાગે છે કે સંભવતઃ આ સૂરઃ મદીનાના આરંભિક કાળમાં ઊતરી હશે. આથી જ તેમાં મક્કી અને મદની બન્ને સૂરઃની શૈલી જોવા મળે છે.

**વિષયવસ્તુ:**

આ સૂરઃનો વિષય ઈમાન અને આજ્ઞાપાલનનું આમંત્રણ અને સદ્ચરિત્રનું શિક્ષણ છે. વર્ણન-ક્રમ આ પ્રમાણે છે : પ્રથમ ચાર આયતોમાં તમામ માનવોને સંબોધન કરવામાં આવ્યું છે, પછી આયત-૫ થી ૧૦ સુધી કુર્આનના આમંત્રણને ન સ્વીકારનાર લોકોને સંબોધન કરવામાં આવ્યું છે, અને પછી આયત-૧૧થી છેલ્લી આયત સુધીનું સંબોધન તે લોકોને કરવામાં આવ્યું છે, જેઓ આ આમંત્રણને સ્વીકારે છે.

તમામ માનવોને સંબોધીને થોડાક ટૂંકા વાક્યોમાં તેમને ચાર મૂળભૂત હકીકતોથી વાકેફ કરવામાં આવ્યા છે :

પ્રથમ એ કે આ સૃષ્ટિનો સર્જનહાર, માલિક અને સત્તાધીશ તે સામર્થ્યવાન અલ્લાહ છે જેના પરિપૂર્ણ અને ખામીરહિત હોવાનો પુરાવો આ સૃષ્ટિની દરેક વસ્તુ આપી રહી છે. બીજી એ કે આ સૃષ્ટિ હેતુવિહીન અને નિરર્થક નથી, બલ્કે તેના સૃષ્ટાએ સંપૂર્ણ સત્યપૂર્વક આનું સર્જન કર્યું છે. અહીં એ ગેરસમજમાં ન રહો કે આ વ્યર્થ તમાશો છે જે અમસ્તો જ શરૂ થયો છે અને અમસ્તો જ બંધ થઈ જશે. ત્રીજી એ કે અલ્લાહે તમને જે ઉત્તમ રૂપ સાથે પેદા કર્યા છે અને પછી જે રીતે કુફ્ર અને ઈમાનની પસંદગી તમારા ઉપર છોડી દીધી છે, તે કોઈ પરિણામવિહીન અને નિરર્થક કામ નથી. વાસ્તવમાં અલ્લાહ તે જોઈ રહ્યો છે કે તમે પોતાના અધિકારનો કેવી રીતે ઉપયોગ કરો છો. ચોથી એ કે તમે બેજવાબદાર અને દાયિત્વહીન નથી, અંતે તમને પોતાના સર્જનહાર તરફ પાછા ફરીને જવાનું છે, જે હૃદયમાં છૂપાયેલાં વિચારો સુદ્ધાં જાણે છે.

તે પછી વાણીની દિશા તે લોકો તરફ વળે છે, જેમણે અસત્યનો માર્ગ

પસંદ કર્યો છે અને તેમને અગાઉની નષ્ટ થયેલી કોમોના ઇતિહાસ તરફ ધ્યાન દોરીને બતાવવામાં આવે છે કે તેમના વિનાશના કારણો માત્ર બે છે : એક એ કે તેણે તેમના માર્ગદર્શન માટે જે રસૂલો મોકલ્યા હતા, તેમની વાત માનવાનો તેમણે ઇન્કાર કર્યો. બીજું એ કે તેમણે આખિરત (પરલોક)ની ધારણાને પણ રદ કરી દીધી અને પોતાના અહંકારમાં એ સમજી લીધું કે જે કંઈ છે તે બસ, આ દુનિયા (આલોક)નું જ જીવન છે.

માનવ-ઇતિહાસના આ બે બોધપ્રદ તથ્યો વર્ણવીને સત્યનો ઇન્કાર કરનારાઓને આમંત્રણ આપવામાં આવે છે કે તેઓ ભાનમાં આવે અને જો પુરોગામી કોમો જેવાં પરિણામ ન જોવા માગતા હોય તો અલ્લાહ અને તેના રસૂલ અને તે માર્ગદર્શક-પ્રકાશ ઉપર ઈમાન લાવે જે અલ્લાહે કુર્આનના સ્વરૂપે ઉતાર્યું છે. ઉપરાંત તેમને સચેત કરવામાં આવે છે કે છેવટે તે દિવસ આવવાનો છે જ્યારે અનુગામી અને પુરોગામી સૌને એક સ્થળે એકત્ર કરવામાં આવશે અને તમારામાંથી દરેકની ઉચાપત સૌના સામે ખુલી જશે. પછી સદૈવ માટે સૌ મનુષ્યોના ભાગ્યનો નિર્ણય તેમના ઈમાન અને આચરણના આધાર ઉપર કરી દેવામાં આવશે. આના પછી ઈમાનનો માર્ગ અપનાવનારાઓને સંબોધીને કેટલાક મહત્વપૂર્ણ આદેશો આપવામાં આવે છે.

એક એ કે દુનિયામાં જે પણ મુસીબત આવે છે, અલ્લાહની મરજીથી આવે છે. આવા સંજોગોમાં જે વ્યક્તિ દઢતાપૂર્વક ઈમાન ઉપર ટકી રહે, અલ્લાહ તેના હૃદયને માર્ગદર્શન પ્રદાન કરે છે. પરંતુ ગભરાઇને કે નારાજ થઈને જે વ્યક્તિ ઈમાનના માર્ગથી ચલિત થઈ જાય તેનું હૃદય અલ્લાહના માર્ગદર્શનથી વંચિત થઇ જાય છે. બીજું એ કે મોમિનનું કર્તવ્ય માત્ર ઈમાન લઇ આવવું જ નથી, બલ્કે ઈમાન લાવ્યા પછી તેને વ્યવહારમાં અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરવું જોઇએ. ત્રીજું એ કે મોમિનનો ભરોસો પોતાની શક્તિ કે દુનિયાની કોઇ તાકાત ઉપર નહીં, બલ્કે માત્ર અલ્લાહ ઉપર હોવો જોઇએ. ચોથું એ છે કે મોમિન માટે તેનું ધન અને તેના બાળકો અને પરિવાર એક ખૂબ મોટી કસોટી છે, કેમ કે મોટા ભાગે એમના જ પ્રેમ મનુષ્યને ઈમાન અને આજ્ઞાપાલનથી ચલિત કરે છે. તેથી ઈમાનવાળાઓએ તેમના મામલામાં સાવધ રહેવું જોઈએ. પાંચમું એ કે દરેક માણસ ઉપર તેની શક્તિ જેટલી જ જવાબદાર છે. અલ્લાહની માગણી એ નથી કે માણસ પોતાની શક્તિથી વધીને કામ કરે. અલબત્ત મોમિને જેનો પ્રયાસ કરવો જોઈએ તે એ છે કે યથા-શક્તિ અલ્લાહથી ડરીને જીવન વિતાવવામાં તે કોઈ કચાશ ન રાખે.



# (૬૪) સૂરઃ અત્-તગાબુન

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૧૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલ્લાહની તસ્બીહ (પવિત્રતાના ગુણગાન) કરી રહી છે દરેક તે વસ્તુ જે આકાશોમાં છે અને દરેક તે વસ્તુ જે ધરતીમાં છે. તેનું જ રાજ્ય છે અને તેના માટે જ પ્રશંસા છે અને તેને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૨. તે જ છે જેણે તમને પેદા કર્યા, પછી તમારામાંથી કોઈ ઇન્કાર કરનાર (કાફિર) છે અને કોઈ ઈમાનવાળો, અને અલ્લાહ તે બધું જ જોઈ રહ્યો છે જે તમે કરો છો.

૩. તેણે ધરતી અને આકાશોને સત્યપૂર્વક પેદા કર્યા છે, અને તમારૂં રૂપ બનાવ્યું અને ખૂબ સારૂં બનાવ્યું છે, અને તેના જ તરફ છેવટે તમારે પાછા જવાનું છે.

૪. ધરતી અને આકાશોની દરેક વસ્તુનું તેને જ્ઞાન છે, જે કંઈ તમે છૂપાવો છો અને જે કંઈ તમે જાહેર કરો છો બધું જ તે જાણે છે અને તે હૃદયોની સ્થિતિ સુદ્ધાં જાણે છે.

૫. શું તમને તે લોકોની કોઈ ખબર પહોંચી નથી જેમણે આનાથી પહેલાં ઇન્કાર કર્યો અને પછી પોતાની કરણીના માઠાં પરિણામોનો સ્વાદ ચાખી લીધો ? અને આગળ તેમના માટે એક દુઃખદાયી યાતના છે.

૬. આ પરિણામને પાત્ર તેઓ એટલા માટે થયા કે તેમના પાસે તેમના રસૂલો (ઈશદૂતો) સ્પષ્ટ દલીલો અને નિશાનીઓ લઈને આવતા રહ્યા, પરંતુ તેમણે કહ્યું, ''શું મનુષ્યો અમને સીધો માર્ગ બતાવશે ?'' આમ તેમણે માનવાનો ઇન્કાર કરી દીધો અને મોઢું ફેરવી લીધુ, ત્યારે અલ્લાહ પણ તેમનાથી બેપરવા થઈ ગયો અને અલ્લાહ તો છે જ અપેક્ષારહિત અને પોતાનામાં સ્વયં પ્રશંસિત.

૭. ઇન્કાર કરનારાઓએ મોટા દાવા સાથે કહ્યું છે કે તેઓ મૃત્યુ પછી કદાપિ બીજીવાર ઉઠાવવામાં આવશે નહીં. તેમને કહો, ''નહીં, મારા રબ (પ્રભુ)ના સોગંદ ! તમે જરૂર ઉઠાવવામાં આવશો, પછી ચોક્કસ તમને બતાવવામાં આવશે કે તમે (દુનિયામાં) શું-શું કર્યું છે, અને આમ કરવું અલ્લાહ માટે ખૂબ જ સરળ છે.''

૮. તો ઈમાન લાવો અલ્લાહ ઉપર, અને તેના રસૂલ ઉપર, અને તે પ્રકાશ ઉપર જે અમે ઉતાર્યો છે. જે કંઈ તમે કરો છો અલ્લાહ તેની ખબર રાખે છે.

૯. (આની જાણ તમને તે દિવસે થઈ જશે) જ્યારે એકત્ર થવાના દિવસે તે તમને સૌને એકત્ર કરશે. તે દિવસ હશે એક-બીજાના મુકાબલામાં

લોકોની હાર જીતનો. જે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યો છે અને સદ્કાર્ય કરે છે, અલ્લાહ તેની બૂરાઈઓ દૂર કરી નાખશે અને તેને એવી જન્નતોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે. આ લોકો હંમેશાં હંમેશા તેમાં રહેશે. આ જ મોટી સફળતા છે.

૧૦. અને જે લોકોએ ઈન્કાર કર્યો છે અને અમારી આયતોને ખોટી ઠેરવી છે તેઓ દોજખ (નર્ક)ના રહેવાસી હશે જ્યાં તેઓ હંમેશા રહેશે અને તે સૌથી ખરાબ ઠેકાણું છે. (રુકૂઅ ૧)

૧૧. કોઈ મુસીબત ક્યારેય આવતી નથી પરંતુ અલ્લાહની આજ્ઞાથી આવે છે. જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન રાખતો હોય, અલ્લાહ તેના હૃદયને માર્ગદર્શન પ્રદાન કરે છે, અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન છે.

૧૨. અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને રસૂલનું આજ્ઞાપાલન કરો. પરંતુ જો તમે આજ્ઞાપાલનથી મોઢું ફેરવો છો તો અમારા રસૂલ ઉપર સ્પષ્ટ સત્ય પહોંચાડી દેવા સિવાય કોઈ જવાબદારી નથી.

૧૩. અલ્લાહ તે છે જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, આથી ઈમાન લાવનારાઓએ અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ.

૧૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારી પત્નીઓ અને તમારી સંતાનમાંથી કેટલાક તમારા શત્રુ છે, તેમનાથી સાવધાન રહો. અને જો તમે માફ કરો અને જવા દો અને અને ક્ષમા કરી દો તો અલ્લાહ અત્યંત ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૫. તમારું ધન અને તમારી સંતાન તો એક પરીક્ષા છે અને અલ્લાહ જ છે જેના પાસે મોટું વળતર છે.

૧૬. તેથી યથાશક્તિ અલ્લાહથી ડરતા રહો, અને સાંભળો અને આજ્ઞાનું પાલન કરો, અને પોતાનું ધન ખર્ચ કરો, આ તમારા જ માટે સારું છે. જેઓ પોતાના હૃદયની સંકુચિતતાથી સુરક્ષિત રહી ગયા, માત્ર તેઓ જ સફળતા પામવાવાળા છે.

૧૭. જો તમે અલ્લાહને ઉત્તમ ઋણ આપો તો તે તમને અનેકગણું વધારીને આપશે અને તમારા કસૂરોને માફ કરશે, અલ્લાહ મોટો ગુણગ્રાહી અને સહનશીલ છે.

૧૮. પ્રત્યક્ષ અને પરોક્ષ દરેક વસ્તુને જાણે છે, પ્રભુત્વશાળી અને તત્વદર્શી છે. (રુકૂઅ-૨)



# (૬૫) અત્-તલાક

## પરિચય

**નામ :**

આ સૂરઃ નુ નામ 'અત્-તલાક' છે, આ તેના વિષયનું શીર્ષક પણ છે, કારણ કે આમાં તલાકના જ આદેશોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.)એ સ્પષ્ટતા કરી છે અને સૂરઃના વિષયનો આંતરિક પુરાવો પણ એ જ દર્શાવે છે કે આનું ઉતરાણ અનિવાર્યપણે સૂરઃ બકરહની તે આયતો પછી થયું છે, જેમાં તલાકના આદેશો પ્રથમવાર આપવામાં આવ્યા હતા. જો કે આનો ચોક્કસ ઉતરાણકાળ કયો છે તે નક્કી કરવું મુશ્કેલ છે, છતાં રિવાયતો (કથનો) દ્વારા એટલી જાણકારી અવશ્ય મળે છે કે જ્યારે લોકો સૂરઃ બકરહના આદેશો સમજવામાં ભૂલ કરવા લાગ્યા અને અમલીકરણમાં પણ તેઓ ભૂલ કરવા લાગ્યા ત્યારે અલ્લાહે તેમની સુધારણા માટે આ માર્ગદર્શન ઉતાર્યું.

**વિષયવસ્તુ :**

આ સૂરઃના આદેશો સમજવા માટે એ જરૂરી છે કે તે આદેશો માનસમાં પુનઃ તાજા કરી લેવામાં આવે, જેનું તલાક અને ઈદ્દત વિષે આ અગાઉ પણ સૂરઃ બકરહ (આયત ૨૨૮ થી ૨૩૦ અને ૨૩૪) સૂરઃ અહઝાબ (આયાત ૪૯)માં વર્ણન કરવામાં આવ્યું છે.

ઉપરોક્ત આયતોમાં જે કાનૂન નક્કી કરવામાં આવ્યા હતા તે આ પ્રમાણે હતા :

(૧) પુરૂષ પોતાની પત્નીને વધુમાં વધુ ત્રણ તલાક આપી શકે છે.

(૨) એક અથવા બે તલાક આપવામાં આવી હોય તેવા સંજોગોમાં ઈદ્દત દરમ્યાન પતિને રુજૂઅનો (પાછા લેવાનો) હક્ક રહે છે અને ઈદ્દત વીતી ગયા પછી, જો તે જ સ્ત્રી-પુરૂષ પુનઃ નિકાહ કરવા ઇચ્છે તો કરી શકે છે, તેના માટે હલાલાની કોઈ શરત નથી. પરંતુ જો પુરૂષ ત્રણ તલાક આપી દે, તેવા સંજોગોમાં ઈદ્દત દરમ્યાન રુજૂઅનો હક્ક રદ થઈ જાય છે અને પુનઃ નિકાહ ત્યાં સુધી નથી થઈ શકતો, જ્યાં સુધી સ્ત્રીનો નિકાહ બીજા કોઈ પુરૂષ સાથે ન થઈ જાય અને તે ક્યારેક પોતાની મરજીથી તેને તલાક ન આપી દે.

(૩) જે સ્ત્રી સાથે પતિએ સહવાસ કર્યો હોય અને તેને માસિક આવતું હોય તેની ઈદ્દત તલાક પછી ત્રણ વખત માસિક આવવાની છે. એક અથવા બે તલાક અપાઈ હોય તેવા સંજોગોમાં આ ઈદ્દતનો અર્થ એ છે કે સ્ત્રી હજુ સુધી તે

પુરૂષની પત્ની છે, અને તે ઈદ્દત દરમ્યાન તેને પાછી લઈ શકે છે. પરંતુ જો પુરૂષે ત્રણ તલાક આપી દીધી હોય તો ઈદ્દતમાં પત્ની પાછી લેવાનો અવકાશ રહેતો નથી. આ ઈદ્દતનો હેતુ ફક્ત એટલો જ છે કે તે પૂરી ન થઈ જાય ત્યાં સુધી તે સ્ત્રી કોઈ બીજા પુરૂષ સાથે નિકાહ કરી શકતી નથી.

(૪) તે સ્ત્રી જેને સ્પર્શ કર્યા પહેલાં જ તલાક આપી દેવામાં આવે, તેના માટે કોઈ ઈદ્દત નથી. તે જો ચાહે તો તલાક પછી તરત જ નિકાહ કરી શકે છે.

(૫) જે સ્ત્રીનો પતિ મૃત્યુ પામે તેની ઈદ્દત ચાર માસ અને દસ દિવસ છે.

હવે એ વાત સારી રીતે સમજી લેવી જોઈએ કે સૂરઃ તલાક ઉપરોક્ત કાનૂનો પૈકી કોઈ પણ કાનૂનને રદબાતલ કરવા કે તેમા સુધારો કરવા નથી ઊતરી, બલ્કે તેના ઊતરવાના બે હેતુઓ છે :

એક એ કે પુરૂષને તલાકનો જે અધિકાર આપવામાં આવ્યો છે તેના ઉપયોગ માટે એવી વિવેકપૂર્ણ પદ્ધતિ બતાવવામાં આવે, જેના પરિણામે બની શકે ત્યાં સુધી જુદા પડવાનો પ્રસંગ ઊભો ન થાય. અલ્લાહની શરીઅતમાં તલાકની જોગવાઈ માત્ર એક અનિવાર્ય જરૂરિયાત તરીકે મૂકવામાં આવી છે. અલ્લાહને એ વાત સખત નાપસંદ છે કે સ્ત્રી-પુરૂષ વચ્ચે પતિ-પત્નીના જે સંબંધો સ્થપાઈ ચૂક્યા હોય તે ફરી ક્યારે તૂટી જાય. હઝરત મુહમ્મદ (સલ્લ.) ફરમાવે છે કે "મા અહલ્લલ્લાહુ શૈઅન અબ્ગઝ ઈલૈહિ મિનત્તલાક" (અલ્લાહે કોઈ એવી વસ્તુ હલાલ નથી કરી જે તેને તલાક કરતાં વધુ નાપસંદ હોય. અબૂ દાઊદ) અને "સૌ હલાલ વસ્તુઓ પૈકી અલ્લાહને સૌથી વધુ નાપસંદ તલાક છે."(અબૂ દાઊદ)

બીજો હેતુ એ છે કે સૂરઃ બકરહના આદેશો પછી જે વધુ પ્રશ્નોના જવાબ આપવાના બાકી રહી ગયા હતા, તેના જવાબ આપીને ઈસ્લામના કૌટુંબિક કાયદાઓનાં વિભાગને પરિપૂર્ણ કરી દેવામાં આવે.



# (૬૫) સૂરઃ અત્-તલાક

(મદીનામાં અવતરિત થઈ ● રૂકૂઅ : ૨ ● આયતો : ૧૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે પયગંબર ! જ્યારે તમે લોકો સ્ત્રીઓને તલાક આપો તો તેમને તેમની ઈદ્દત (સમય-મર્યાદા) માટે તલાક આપવાનું રાખો અને ઈદ્દતના સમયની બરાબર ગણત્રી કરો, અને અલ્લાહથી ડરો જે તમારો રબ (માલિક અને પાલનહાર) છે. (ઈદ્દતના સમયમાં) ન તમે તેમને તેમના ઘરોમાંથી કાઢી મૂકો, અને ન તેઓ પોતે નીકળે, સિવાય કે તેઓ કોઈ સ્પષ્ટ બુરાઈનું આચરણ કરે. આ અલ્લાહે નિર્ધારિત કરેલી સીમાઓ છે અને જે કોઈ અલ્લાહની સીમાઓનું ઉલ્લંઘન કરશે તે સ્વયં પોતાના ઉપર અત્યાચાર કરશે. તમે જાણતા નથી, કદાચ આ પછી અલ્લાહ (મેળ-મેળાપ)ની કોઈ સ્થિતિ પેદા કરી દે.

૨. પછી જ્યારે તેઓ પોતાની (ઈદ્દતની) સમય-મર્યાદાના અંતમાં પહોંચે તો તેમને સારી રીતે (પોતાના નિકાહ-સંબંધમાં) રાખો, અથવા સારી રીતે તેમનાથી અલગ થઈ જાઓ અને એવી બે વ્યક્તિઓને સાક્ષી બનાવી લો જે તમારામાંથી ન્યાયી હોય. અને (હે સાક્ષી બનનારાઓ !) સાક્ષી બરાબર અલ્લાહ માટે આપો.

આ વાતો છે જેમની તમને લોકોને શિખામણ આપવામાં આવે છે, તે દરેક વ્યક્તિને જે અલ્લાહ અને આખિરત (પરલોક) ઉપર ઈમાન ધરાવતી હોય. જે કોઈ વ્યક્તિ અલ્લાહનો ડર રાખીને કામ કરશે અલ્લાહ તેના માટે મુશ્કેલીમાંથી નીકળવાનો કોઈ માર્ગ પેદા કરી દેશે

૩. અને તેને એવા-એવા માર્ગેથી રોજી આપશે જેના તરફ તેની કલ્પના પણ ન જતી હોય. જે અલ્લાહ ઉપર ભરોસો કરે તેના માટે તે પૂરતો છે. અલ્લાહ પોતાનું કામ પૂરૂં કરીને જ રહે છે. અલ્લાહે દરેક વસ્તુ માટે એક તકદીર (યોજના) નિર્ધારિત કરી રાખી છે.

૪. અને તમારી સ્ત્રીઓમાંથી જે રજસ્વલા (માસિક-ધર્મ)થી નિરાશ થઈ ચૂકી હોય તેમના મામલામાં જો તમને કોઈ શંકા હોય તો (તમને જાણ થાય કે) તેમની ઈદ્દત ત્રણ મહિના છે, અને આ આદેશ તેમને છે જે હજુ રજસ્વલા ન થઈ હોય. ગર્ભવતી સ્ત્રીઓની ઈદ્દતની હદ પ્રસૂતિ

થઈ જાય ત્યાં સુધી છે. જે વ્યક્તિ અલ્લાહથી ડરે તેના મામલામાં તે સુવિધા પેદા કરી દે છે,

૫. આ અલ્લાહનો આદેશ છે જે તેણે તમારા તરફ ઉતાર્યો છે. જે અલ્લાહથી ડરશે, અલ્લાહ તેની બૂરાઈઓને તેનાથી દૂર કરી દેશે અને તેને મોટો બદલો આપશે.

૬. તેમને (ઇદ્દતના સમયમાં) તે જ જગ્યાએ રાખો જ્યાં તમે રહો છો, જેવી પણ જગ્યા તમને ઉપલબ્ધ હોય, અને તેમને તંગ કરવા માટે તેમને સતાવો નહીં.

અને જો તેઓ ગર્ભવતી હોય તો તેમના ઉપર ત્યાં સુધી ખર્ચ કરતા રહો જ્યાં સુધી તેમની પ્રસૂતિ ન થઈ જાય. પછી જો તેઓ તમારા માટે (બાળકને) દૂધ પીવડાવે તો તેમનું વળતર તેમને આપો, અને સારી રીતે (વળતરનો મામલો) પરસ્પર વાત ચીત દ્વારા નક્કી કરી લો. પરંતુ જો તમે (વળતર નક્કી કરવામાં) એક-બીજાને તંગ કર્યા તો બાળકને કોઈ બીજી સ્ત્રી દૂધ પીવડાવી લેશે.

૭. સુખ-સંપન્ન માણસ પોતાની હેસિયત મુજબ ખાધા-ખોરાકી આપે, અને જેને રોજી ઓછી આપવામાં આવી હોય તે તે જ માલમાંથી ખર્ચ કરે જે અલ્લાહે તેને આપ્યું છે. અલ્લાહે જેને જેટલું પણ આપ્યું છે તેનાથી વધુ માટે તે તેના ઉપર જવાબદારીનો બોજ નાખતો નથી. અશક્ય નથી કે અલ્લાહ તંગી પછી મોકળાશ કરી દે. (રુકૂઅ-૧)

૮. કેટલીય વસ્તીઓ છે જેમણે પોતાના રબ (પ્રભુ) અને તેના રસૂલો (સંદેશવાહકો)ના આદેશનો અનાદર કર્યો તો અમે તેમના પાસેથી સખત હિસાબ લીધો અને તેમને ઘણી ખરાબ રીતે સજા આપી.

૯. તેમણે પોતાની કરણીનો સ્વાદ ચાખી લીધો અને તેમનું પરિણામ તો નુકસાન જ નુકસાન છે.

૧૦. અલ્લાહે (આખિરતમાં) તેમના માટે સખત યાતના તૈયાર કરી રાખી છે. તો અલ્લાહથી ડરો, હે બુદ્ધિમાન લોકો ! જેઓ ઈમાન લાવ્યા છો, અલ્લાહે તમારા તરફ એક શિખામણ ઉતારી દીધી છે,

૧૧. એક એવો રસૂલ જે તમને અલ્લાહની સ્પષ્ટ શિખામણ આપતી આયતો સંભળાવે છે જેથી ઈમાન લાવનારાઓ અને સત્કર્મીઓને



અંધારાઓમાંથી કાઢીને અજવાળામાં લઈ આવે. જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન લાવે અને સત્કાર્ય કરે, અલ્લાહ તેને એવી જન્નતોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે. આ લોકો તેમાં સદૈવ રહેશે. અલ્લાહે આવી વ્યક્તિ માટે સર્વોત્તમ રોજી રાખી છે.

૧૨. અલ્લાહ તે છે જેણે સાત આકાશો સર્જ્યા અને ધરતીના પ્રકારની પણ અન્ય ધરતીઓ સર્જી. તેમના વચ્ચે આદેશ ઉતારતો રહે છે. (આ વાત તમને એટલા માટે બતાવવામાં આવી રહી છે) જેથી તમે જાણી લો કે અલ્લાહને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે, અને એ કે અલ્લાહનું જ્ઞાન દરેક વસ્તુને આવરી લે છે. (રુકૂઅ-૨)

# (૬૬) અત્-તહ્‌રીમ

## પરિચય

**નામઃ**

સૂરઃનું નામ આયત-૧ના શબ્દો 'લિમાતુહર્રિમુ' ઉપરથી લેવામાં આવ્યું છે. આ પણ આના વિષયોનુ શીર્ષક નથી, બલ્કે આ તે સૂરઃ છે જેમાં 'તહ્‌રીમ'ના બનાવનું વર્ણન છે.

**ઉતરાણકાળઃ**

આમાં દર્શાવેલ તહ્‌રીમના બનાવ સંદર્ભે હદીસની રિવાયતોમાં બે મહિલાઓનો ઉલ્લેખ આવે છે, જે તે વખતે પયગંબર (સલ્લ.)ના હરમમાં હતી : એક હઝરત સફિય્યહ (રદિ.) અને બીજા હઝરત મારિયા કિબ્તિય્યહ (રદિ.) અને આ બંને પયગંબર (સલ્લ.)ના ઘરમાં હિ.સ. ૦૭માં દાખલ થયા હતા.

**ચર્ચાનાં વિષયો :**

આ સૂરઃમાં પયગંબર (સલ્લ.)ની પુનિત પત્નીઓ અંગેના બનાવો તરફ સંકેત કરીને કેટલાક મહત્વના પ્રશ્નોની સ્પષ્ટતા કરી છે :

એક એ કે હલાલ (વૈધ) અને હરામ (અવૈધ) તેમજ જાઇઝ (વર્જ્ય) અને નાજાઇઝ (અવર્જ્ય)ની મર્યાદા નક્કી કરવાના અધિકારો સંપૂર્ણપણે અલ્લાહ પાસે છે, અને સામાન્ય માનવી તો દૂર, સ્વયં અલ્લાહના નબી (સલ્લ.)ને પણ તે અધિકારોનો કોઇ હિસ્સો તબદીલ કરવામાં આવ્યો નથી.

બીજો એ કે માનવ-સમાજમાં પયગંબરનું સ્થાન અત્યંત નાજુક છે. એક મામૂલી વાત પણ, જે બીજા કોઇ માણસના જીવનમાં બને તો કોઇ મહત્વ ધરાવતી નથી, પરંતુ પયગંબરના જીવનમાં બને તો તે કાનૂનની હેસિયત મેળવી લે છે. આથી અલ્લાહ તરફથી તેના પયગંબરોના જીવન ઉપર એવી ચાંપતી નજર રાખવામાં આવી છે કે એમનું કોઇ નાનામાં નાનું પગલું પણ અલ્લાહની ઇચ્છા વિરૂદ્ધ ન હોય. જેથી ઇસ્લામી કાનૂન અને તેના સિદ્ધાંતો પોતાના મૂળ સ્વરૂપમાં માત્ર અલ્લાહના ગ્રંથ દ્વારા જ નહીં, બલ્કે પયગંબરના આદર્શ રૂપે પણ અલ્લાહના બંદાઓ સુધી પહોંચી જાય

ત્રીજી વાત જે ઉપરોક્ત સ્પષ્ટતામાંથી આપોઆપ ફલિત થાય છે તે એ છે કે એક નાની સરખી વાત ઉપર જ્યારે નબી (સલ્લ.)ને રોકી દેવામાં આવ્યા અને તેમ તે વાતની સુધારણા કરવામાં આવી, અને તેની નોંધ પણ લેવામાં આવી, તો એ વસ્તુ સંપૂર્ણપણે આપણા દિલમાં એ સંતોષ પેદા કરી દે છે કે નબી (સલ્લ.)ના પવિત્ર જીવનમાંથી જે કાર્યો અને આદેશો પણ આપણને હાલ મળે છે, અને જે બાબતમાં અલ્લાહ તરફથી કોઇ પકડ કે સુધારો રેકર્ડમાં નથી,



તે સંપૂર્ણપણે સત્ય છે, અલ્લાહની ઇચ્છા સાથે પૂર્ણ સુસંગત છે, અને આપણે સંપૂર્ણ ખાત્રીપૂર્વક તેમાંથી આદેશો અને માર્ગદર્શન મેળવી શકીએ છીએ.

ચોથી વસ્તુ એ કે અલ્લાહે ન માત્ર પોતાના પયગંબર (સલ્લ.)ને એક મામુલી વાત ઉપર રોકી લીધા અને આપની પુનિત પત્નિઓને તેમના અમુક દોષ ઉપર આ સૂરઃમાં સખત ચેતવણી આપી છે અને નબીની આ પકડ અને પુનિત પત્નીઓને આ ચેતવણી પણ છૂપી રીતે નથી આપવામાં આવી, બલ્કે તે ગ્રંથમાં નોંધી લેવામાં આવી છે અને તે પણ જાહેર છે કે કુર્આનમાં આનો ઉલ્લેખ કરવાનો હેતુ એ સિવાય બીજો શું હોઇ શકે છે કે અલ્લાહ ઇમાનવાળાઓને પોતાના બુઝુર્ગોના આદરની સાચી મર્યાદાઓથી પરિચિત કરવા માગે છે. નબી એ નબી છે, ખુદા નથી કે તેમનાથી કોઇ ચૂક ન થાય. નબીના આદરનો આધાર એના ઉપર નથી કે તેનાથી ચૂક થવી અસંભવ છે, બલ્કે એના ઉપર છે કે તે અલ્લાહની ઇચ્છાનો સંપૂર્ણ પ્રતિનિધિ છે અને તેમની નાની-સરખી ચૂક પણ અલ્લાહે સુધાર્યા વિના મૂકી નથી, જેથી આપણને તે સંતોષ થઇ જાય છે કે નબીએ પાછળ મૂકેલ આદર્શ અલ્લાહની ઇચ્છાનું પૂરેપૂરું પ્રતિનિધિત્વ કરી રહ્યું છે. આવી જ રીતે આદરણીય સહાબીઓ હોય કે પુનિત પત્નિઓ, આ સૌ મનુષ્યો હતા, ફરિશ્તા કે અતિમાનવ (Superman) ન હતા, તેમનાથી ભૂલો થઇ શકતી હતી. તેમને જે મરતબો પણ મળ્યો, એટલા માટે મળ્યો છે કે અલ્લાહના માર્ગદર્શન અને અલ્લાહના રસૂલ (સલ્લ.)ની કેળવણીએ તેમને માનવતાના સર્વશ્રેષ્ઠ નમૂના બનાવી દીધા. તેમનો જે કંઇ આદર-સન્માન છે, એટલા જ માટે છે, એ ધારણા ઉપર નહીં કે તેઓ એવી હસ્તીઓ હતી જે ભૂલોથી તદ્દન પર હતી. આ જ કારણસર નબી (સલ્લ.)ના મુબારક સમયમાં સહાબીઓ કે પુનિત પત્નીઓ દ્વારા મનુષ્ય હોવાના કારણે જ્યારે પણ કોઇ ભૂલ થઇ, તે બદલ તેમને અટકાવવામાં આવ્યા. તેમની કેટલીક ભૂલોની સુધારણા તો નબી (સલ્લ.)એ કરી. જેનો ઉલ્લેખ હદીસોમાં ઘણી જગ્યાએ આવ્યો છે અને કેટલીક ભૂલોનું વર્ણન કુર્આનમા કરીને અલ્લાહે પોતે તેમની સુધારણા કરી, જેથી મુસલમાનો ક્યારેય બુઝુર્ગોનો આદર કરવામાં કોઇ એવો અતિશયોકિતપૂર્ણ ખ્યાલ ન બાંધી લે.

પાંચમી વાત જે આ સૂરઃ માં ખુલ્લી કરી વર્ણવવામાં આવી છે, તે એ છે કે અલ્લાહનો દીન નિષ્પક્ષ છે. આમાં દરેક વ્યક્તિ માટે માત્ર એ જ છે જેનો તે પોતાના ઇમાન અને કર્મો અનુસાર હક્કદાર હોય. આ બાબતમાં ખાસ કરીને પુનિત પત્નીઓ સામે ત્રણ પ્રકારની સ્ત્રીઓને દષ્ટાંતરૂપે રજૂ કરવામાં આવી છે : એક દષ્ટાંત હઝરત નૂહ (અલૈ.) અને હઝરત લૂત (અલૈ.)ની પત્નીઓનો છે, જો તે ઇમાન લાવી હોત અને પોતાના પ્રતિષ્ઠિત પતિઓનો સાથ આપ્યો

હોત તો તેમનું સ્થાન મુસ્લિમ સમુદાયમાં એ જ હોત જે નબી (સલ્લ.)ની પુનિત પત્નીઓનું છે. બીજું દૃષ્ટાંત ફિરઔનની પત્નીનું છે, જે આમ તો અલ્લાહના સૌથી નઠારા દુશ્મનના પત્ની હતાં, પરંતુ તેઓ ઈમાન લઈ આવ્યા અને તેમણે ફિરઔનની કોમના વર્તનથી પોતાના વર્તનનો માર્ગ અલગ કરી લીધો, તેથી ફિરઔન જેવા કાફિરની પત્ની હોવાનું પણ તેમના માટે કોઈ નુકસાનનું કારણ ન બન્યું અને અલ્લાહે તેમને જન્નત (સ્વર્ગ)ના હક્કદાર ઠેરવ્યા. ત્રીજું દૃષ્ટાંત હઝરત મરયમ (અલૈ.)નું છે, જેમને આ મહાન દરજ્જો એટલા માટે મળ્યો કે અલ્લાહે જે ભારે અજમાયશમાં તેમને નાખવાનો ફેંસલો કર્યો હતો, તે માટે તેમણે પોતાની જાતને આજ્ઞાપાલનમાં આપી દીધી.

આ બાબતો ઉપરાંત એક બીજી મહત્વની હકીકત જે આ સૂરઃની આયત ૩ ઉપરથી આપણને જણાય છે તે એ છે કે અલ્લાહ તરફથી નબી (સલ્લ.) પાસે માત્ર એ જ જ્ઞાન નહોતું આવતું, જે કુર્આનમાં નોંધવામાં આવ્યું છે, બલ્કે આપ (સલ્લ.)ને વહી દ્વારા બીજી બાબતોનું જ્ઞાન પણ આપવામાં આવતું હતું, જે કુર્આનમાં નોંધાયેલું નથી.





# (૬૬) સૂરઃ અત્-તહ્રીમ

(મદીનામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૧૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે પયગંબર ! તમે શા માટે તે વસ્તુને હરામ (અવૈધ) કરો છો જે અલ્લાહે તમારા માટે હલાલ (વૈધ) કરી છે ? (શું એટલા માટે કે) તમે પોતાની પત્નીઓની પ્રસન્નતા ચાહો છો ? — અલ્લાહ ક્ષમા કરવાવાળો અને દયાળુ છે.

૨. અલ્લાહે તમારા માટે પોતાની સોગંદોની પાબંદીમાંથી નીકળવાની પદ્ધતિ નિર્ધારિત કરી દીધી છે. અલ્લાહ તમારો માલિક છે અને તે જ સર્વજ્ઞ અને તત્વદર્શી છે.

૩. (અને આ મામલો પણ ધ્યાન આપવા યોગ્ય છે કે) પયગંબરે એક વાત પોતાની એક પત્નીને ખાનગીમાં કહી હતી. પછી જ્યારે તે પત્નીએ (કોઈ બીજા સામે) તે ખાનગી વાત પ્રગટ કરી દીધી, અને અલ્લાહે પયગંબરને (આ ખાનગી વાત જાહેર થઈ જવાની) જાણકારી આપી દીધી, તો પયગંબરે કેટલીક હદ સુધી (તે પત્નીને) જણાવી અને કેટલીક હદ સુધી ટાળી દીધી. પછી જ્યારે પયગંબરે તેને (ખાનગી વાત જાહેર થઈ જવાની) આ વાત બતાવી તો તેણે પૂછ્યું, ''આપને આની જાણકારી કોણે આપી ?'' પયગંબરે કહ્યું, ''મને તેણે જાણકારી આપી જે બધું જ જાણે છે અને સારી રીતે ખબર રાખવાવાળો છે.''

૪. જો તમે બંને અલ્લાહ સામે તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરો છો (તો આ તમારા માટે વધુ સારૂં છે) કેમ કે તમારા હૃદય સીધા માર્ગેથી ખસી ગયા છે, અને જો પયગંબર વિરૂદ્ધ તમે જૂથબંધી કરી તો જાણી લો કે અલ્લાહ તેનો સંરક્ષક છે અને તે પછી જિબ્રઈલ અને તમામ સત્કર્મી ઈમાનવાળાઓ અને બધા ફરિશ્તાઓ તેના સાથી અને સહાયક છે.

૫. તે અસંભવ નથી કે જો પયગંબર તમને બધી પત્નીઓને તલાક આપી દે તો અલ્લાહ તેને એવી પત્નીઓ તમારા બદલામાં પ્રદાન કરી દે જે તમારાથી સારી હોય, સાચી મુસલમાન, ઈમાનવાળીઓ, આજ્ઞાંકિત, તૌબા કરનારીઓ, બંદગી કરનારીઓ, અને રોઝા રાખનારીઓ, ચાહે પહેલા તેમના વિવાહ થયા હોય કે કુમારિકાઓ.

૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! બચાવો પોતાને અને પોતાના કુટુંબીજનોને તે આગથી જેનું ઈંધણ મનુષ્ય અને પથ્થર હશે,' જેના ઉપર તીવ્ર સ્વભાવના અને કડક ફરિશ્તાઓ મૂકાયેલા હશે, જેઓ

ક્યારેય અલ્લાહના આદેશનો ભંગ કરતા નથી અને જે આદેશ પણ તેમને આપવામાં આવે છે તેનું ચુસ્તપણે પાલન કરે છે.

૭. (તે વખતે કહેવામાં આવશે કે) હે કાફિરો ! આજે બહાના રજૂ ન કરો, તમને તો એવો જ બદલો આપવામાં આવી રહ્યો છે જેવા તમે કર્મ કરતા હતા.(રુકૂઅ-૧)

૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ સમક્ષ તૌબા કરો, વિશુદ્ધ તૌબા, અશક્ય નથી કે અલ્લાહ તમારી બૂરાઈઓ દૂર કરી દે અને તમને એવી જન્નતોમાં દાખલ કરે જેના નીચે નહેરો વહેતી હશે. આ તે દિવસ હશે જ્યારે અલ્લાહ પોતાના પયગમ્બરને અને તે લોકોને જેઓ તેના સાથે ઈમાન લાવ્યા છે નિંદિત નહીં કરે. તેમનું નૂર (પ્રકાશ) તેમના આગળ આગળ અને તેમની જમણી બાજુ દોડી રહ્યું હશે અને તેઓ કહી રહ્યા હશે કે હે અમારા રબ ! અમારું નૂર અમારા માટે પરિપૂર્ણ કરી દે, અમને ક્ષમા કરી દે, તને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.

૯. હે પયગંબર ! કાફિરો (અધર્મીઓ) અને મુનાફિકો (દંભીઓ)થી સંઘર્ષ કરો, અને તેમના સાથે કઠોરતાથી વર્તો. તેમનું ઠેકાણું જહન્નમ (નર્ક) છે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૧૦. અલ્લાહ કાફિરોના મામલામાં નૂહ અને લૂતની પત્નીઓને ઉદાહરણરૂપે પ્રસ્તુત કરે છે. તેઓ અમારા બે સદાચારી બંદાઓના નિકાહમાં હતી, પરંતુ તેમણે પોતાના પતિઓ સાથે વિશ્વાસઘાત કર્યો અને તેઓ અલ્લાહ સામે તેમના સહેજ પણ કામમાં આવી ન શક્યા. બંનેને કહી દેવામાં આવ્યું કે જાઓ આગમાં જનારાઓની સાથે તમે પણ શામેલ થઈ જાઓ.

૧૧. અને ઈમાનવાળાઓના મામલામાં અલ્લાહ ફિરઔનની પત્નીનું ઉદાહરણ પ્રસ્તુત કરે છે, જ્યારે તેણીએ પ્રાર્થના કરી કે "હે મારા રબ ! મારા માટે પોતાને ત્યાં જન્નત (સ્વર્ગ)માં એક ઘર બનાવી દે



અને મને ફિરઔન અને તેના કૃત્યથી બચાવી લે અને અત્યાચારી કોમથી મને મુક્તિ આપ."

૧૨. અને ઇમરાનની પુત્રી મરયમનું ઉદાહરણ આપે છે જેણે પોતાના શિયળની રક્ષા કરી હતી, પછી અમે તેનામાં પોતાની તરફથી રૂહ (આત્મા) ફૂંકી દીધી, અને તેણીએ પોતાના રબ (પ્રભુ)ના આદેશો અને તેના ગ્રંથોની પુષ્ટિ આપી અને તે આજ્ઞાંકિત લોકોમાંથી હતી. (રુકૂઅ-૨)

# (૬૭) અલ-મુલ્ક

## પરિચય

**નામ :**

પહેલા વાક્ય 'તબારકલ્લઝી બિયદિહિલ્મુલ્કુ'ના શબ્દ 'અલ-મુલ્ક'ને આ સૂરઃનું નામ બનાવવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

વિષયો અને વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે આ મક્કી કાળના આરંભિક તબક્કામાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે.

**વિષયો :**

આમાં એક તરફ સંક્ષિપ્તમાં ઇસ્લામી શિક્ષણનો પરિચય કરાવવામાં આવ્યો છે અને બીજી તરફ ખૂબ જ અસરકારક રીતે તે લોકોને સચેત કરી દેવામાં આવ્યા છે જેઓ ગફલતમાં ડૂબેલા હતા.

પ્રથમ પાંચ આયતોમાં મનુષ્યને સમજાવવામાં આવ્યું છે કે તે જે સૃષ્ટિમાં રહે છે, તે એક અત્યંત વ્યવસ્થિત અને મજબૂત વ્યવસ્થાતંત્ર છે. આ વ્યવસ્થાનું શુન્યમાંથી સર્જન પણ અલ્લાહે જ કર્યું છે અને તેનું આયોજન, વ્યવસ્થા અને રાજ્યના તમામ અધિકારો પણ સંપૂર્ણપણે તેના જ હાથમાં છે અને તેની સત્તા અસીમ છે. તે સાથે મનુષ્યને એ પણ બતાવવામાં આવ્યું છે કે આ અત્યંત તત્ત્વદર્શિતાસભર તંત્રમાં તેને હેતુવિહીન પેદા કરી દેવામાં આવ્યો નથી, બલ્કે અહીં તેને પરીક્ષા માટે મોકલવામાં આવ્યો છે, અને આ પરીક્ષામાં તે પોતાના સત્કર્મો દ્વારા જ સફળ થઈ શકે છે.

આયત-૬ થી ૧૧ સુધી કુફ્ર (ઇન્કાર)ના તે ભયાનક પરિણામો વર્ણવવામાં આવ્યા છે, જે આખિરત (પરલોક)માં આવવાના છે.

આયતે-૧૨ થી ૧૪ સુધી એ હકીકત સમજાવવામાં આવી છે કે સર્જનહાર પોતાના સર્જનથી બેખબર હોઈ શકે નહીં. તે તમારી દરેક દૃશ્ય અને અદૃશ્ય વાત, ત્યાં સુધી કે તમારા હૃદયના વિચારો સુદ્ધાંથી વાકેફ છે. આથી નૈતિકતાનો સાચો આધાર એ છે કે મનુષ્ય તે વણજોયા ખુદાના હિસાબ-કિતાબથી ડરીને બૂરાઈથી બચે, ચાહે દુનિયામાં કોઈ સત્તા તેની પકડ કરનાર હોય કે ન હોય અને દુનિયામાં તેનાથી કોઈ નુકસાન થવાની શક્યતા હોય કે ન હોય. જે લોકો આ વર્તન અપનાવશે, તેઓ જ આખિરતમાં ક્ષમા અને મોટા વળતરને પાત્ર ઠરશે.

આયત-૧૫ થી ૨૩ સુધી તે સામાન્ય હકીકતો તરફ, જેમને મનુષ્ય રોજેરોજની વસ્તુઓ સમજીને ધ્યાન આપવા યોગ્ય ગણતો નથી, એક



પછી એક સંકેત દ્વારા તેમના ઉપર વિચારવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે અને લોકોને તે વાત ઉપર ઠપકો આપવામાં આવ્યો છે કે, આ બધી જ વસ્તુઓ તમને હકીકતથી ખબરદાર કરવા માટે મોજૂદ છે. પરંતુ તમે તેને પશુઓની જેમ જુઓ છો અને તે સાંભળવા અને જોવાની શક્તિઓનો તેમજ વિચાર કરતા મગજનો ઉપયોગ કરતા નથી, જે અલ્લાહે તમને આપ્યાં છે. આ જ કારણે તમને સન્માર્ગ દેખાતો નથી.

આયત-૨૪ થી ૨૭માં બતાવવામાં આવ્યું છે કે છેવટે તમારે અનિવાર્યપણે પોતાના અલ્લાહ સમક્ષ ઉપસ્થિત થવાનું છે. પયગંબરનું એ કામ નથી કે તમને તેના આગમનનો સમય અને તારીખ બતાવે, જેની તમે માંગણી કરી રહ્યા છો. તેનું કામ માત્ર એટલું જ છે કે તમને તે આવનારા સમય સંબંધે અગાઉથી સચેત કરી દે.

આયત-૨૮ અને ૨૯માં મક્કાના વિધર્મીઓની તે વાતોનો જવાબ આપવામાં આવ્યો છે, જે તેઓ પયગંબર (સલ્લ.) અને આપના સાથીઓ વિરુદ્ધ બનાવી રહ્યા હતાં. તેઓ નબી (સલ્લ.)ને ભાંડતા હતા અને આપના માટે તથા ઈમાનવાળાઓ માટે વિનાશની દુઆઓ માગતા હતા. આ માટે ફરમાવવામાં આવ્યું છે કે તમને સન્માર્ગ તરફ બોલાવનાર ચાહે નાશ પામે કે અલ્લાહ તેમની ઉપર કૃપા કરે, આનાથી છેવટે તમારું ભાગ્ય કેવી રીતે બદલાઈ જશે ? તમે પોતાની ચિંતા કરો કે અલ્લાહની આપત્તિ જો તમારા ઉપર આવી જાય તો તમને કોણ બચાવશે ?

અંતમાં લોકો સામે એ પ્રશ્ન મૂકી દેવામાં આવ્યો છે કે, અરબ રણ-પ્રદેશોમાં અને પહાડી વિસ્તારોમાં, જ્યાં તમારા જીવનનો એકમાત્ર આધાર તે પાણી છે, જે કોઈ જગ્યાએ ધરતીમાંથી નીકળી આવ્યું છે, ત્યાં જો આ પાણી ધરતીમાં સમાઈ જાય તો અલ્લાહ સિવાય કોણ તમને જીવનના આધારસમું આ પાણી લાવી આપી શકે છે ?

# (૬૭) સૂરઃ અલ-મુલ્ક

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૩૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. **અત્યંત મહાન અને ઉચ્ચ છે તે જેના હાથમાં (સૃષ્ટિનું) રાજ્ય છે,** અને તેને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૨. જેણે મૃત્યુ અને જીવનનું સર્જન કર્યું જેથી તમારી પરીક્ષા કરે કે તમારામાંથી કોણ શ્રેષ્ઠ કર્મ કરનાર છે, અને તે પ્રભુત્વશાળી પણ છે અને ક્ષમા કરવાવાળો પણ.

૩. જેણે એક ઉપર એક સાત આકાશો બનાવ્યા. તમે રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ)ના સર્જનમાં કોઈ પણ જાતની અસંબદ્ધતા નહીં જુઓ. ફરીથી વળીને જુઓ, ક્યાંય તમને વિઘ્ન દેખાય છે ?

૪. ફરી-ફરીને નજર દોડાવો, તમારી નજર થાકીને નિરાશ પાછી ફરી જશે.

૫. અમે તમારા નિકટવર્તી આકાશને ભવ્ય દીપકો વડે સુશોભિત કર્યું છે અને તેમને શેતાનોને મારી ભગાડવાના સાધન બનાવી દીધા છે. આ શેતાનો માટે ભડકે બળતી આગ અમે તૈયાર કરી રાખી છે.

૬. જે લોકોએ પોતાના રબ (પ્રભુ)ના સાથે ઇન્કાર (કુફ્ર)ની નીતિ અપનાવી છે તેમના માટે જહન્નમ (નર્ક)ની યાતના છે અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

૭. જ્યારે તેઓને તેમાં ફેંકવામાં આવશે તો તેની ગર્જનાનો ભયંકર અવાજ સાંભળશે અને તે જુસ્સાથી ઉછાળા મારી રહી હશે,

૮. ક્રોધની તીવ્રતાથી ફાટી જતી હશે. દરેક વખતે જ્યારે કોઈ જૂથ તેમાં નાખવામાં આવશે, તેના કાર્યકર્તાઓ તેમને પૂછશે, ''શું તમારા પાસે કોઈ સચેત કરનાર આવ્યો ન હતો ?''

૯. તેઓ કહેશે, ''હા, સચેત કરનાર અમારા પાસે આવ્યો હતો પણ અમે તેને ખોટો ઠેરવી દીધો અને કહ્યું અલ્લાહે કશું જ અવતરિત કર્યું નથી, તમે મોટી પથભ્રષ્ટતામાં પડેલા છો.''

૧૦. અને તેઓ કહેશે, ''કદાચ અમે સાંભળતા કે સમજતા તો આજે આ ભડકે બળતી આગની સજા પામેલાઓ સાથે ન હોત.''

૧૧. આવી રીતે તેઓ પોતાના ગુનાઓની પોતે જ કબૂલાત કરી લેશે, ધિક્કાર છે આ દોજખીઓ (નર્કવાસીઓ) ઉપર.

૧૨. જે લોકો જોયા વગર પોતાના માલિક અને પાલનહારથી ડરે છે, ચોક્કસ



તેમના માટે ક્ષમા છે અને મોટો બદલો.

૧૩. તમે ચાહે ચુપકેથી બોલો કે ઊંચા અવાજથી (અલ્લાહ માટે સરખું છે) તે તો હૃદયોની સ્થિતિ સુદ્ધાં જાણે છે.

૧૪. શું તે જ નહીં જાણે જેણે પેદા કર્યા છે ? જો કે તે સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને સુમાહિતગાર છે. (રુકૂઅ-૧)

૧૫. તે જ તો છે જેણે તમારા માટે ધરતીને આધીન કરી રાખી છે, ચાલો તેની છાતી ઉપર અને ખાઓ ખુદાની રોજી, તેના જ સમક્ષ બીજી વખત તમારે જીવંત થઈને જવાનું છે.

૧૬. શું તમે એનાથી નિશ્ચિંત છો કે તે જે આકાશમાં છે તમને ધરતીમાં ખૂંપાવી દે અને એકાએક આ ધરતી ઝાટકા ખાવા લાગે ?

૧૭. શું તમે એનાથી નિશ્ચિંત છો કે તે જે આકાશમાં છે તમારા ઉપર પથ્થરો વરસાવતી હવા મોકલી દે ? પછી તમને જણાઈ જશે કે મારી ચેતવણી કેવી હોય છે.

૧૮. આમના પહેલાં થઈ ગયેલા લોકો ખોટું ઠેરવી ચૂકયા છે. પછી જોઈ લો કે મારી પકડ કેવી સખત હતી.

૧૯. શું આ લોકો પોતાના ઉપર ઊડતાં પક્ષીઓને પાંખો ફેલાવતાં અને સંકેલી લેતાં નથી જોતાં ? રહમાન (પરમ્ કૃપાળુ અલ્લાહ) સિવાય કોઈ નથી જેણે તેમને ટેકવી રાખ્યા હોય. તે જ દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

૨૦. બતાવો, છેવટે તે કયું લશ્કર છે તમારા પાસે જે પરમ્ કૃપાળુ (અલ્લાહ)ના વિરૂદ્ધ તમારી મદદ કરી શકે છે ? સત્ય એ છે કે આ ઇન્કાર કરનારાઓ ભ્રમમાં પડેલા છે.

૨૧. કે પછી બતાવો, કોણ છે જે તમને રોજી આપી શકે છે જો પરમ્ કૃપાળુ (અલ્લાહ) પોતાની રોજી અટકાવી દે ? વાસ્તવમાં આ લોકો વિદ્રોહ અને સત્યથી વિમુખતા ઉપર હઠે ચઢેલા છે.

૨૨. થોડું વિચારો, જે માણસ ઊંધું ઘાલીને ચાલી રહ્યો હોય તે સત્ય માર્ગ પામનાર છે કે તે જે માથું ઊંચું રાખીને સીધો એક સમતળ માર્ગ ઉપર ચાલી રહ્યો હોય ?

૨૩. આમને કહો, અલ્લાહ જ છે જેણે તમને પેદા કર્યા, તમને સાંભળવા અને જોવાની શક્તિઓ આપી અને વિચારવા-સમજવાવાળા હૃદય આપ્યાં, પરંતુ તમે ઓછી જ કૃતજ્ઞતા દર્શાવો છો.

૨૪. આમને કહો, અલ્લાહ જ છે જેણે તમને ધરતીમાં ફેલાવ્યા છે અને તેના જ તરફ તમે સમેટવામાં આવશો.

૨૫. આ લોકો કહે છે, ''જો તમે સાચા છો તો બતાવો આ વાયદો કયારે પૂરો થશે ?''

૨૬. કહો, ''આનું જ્ઞાન તો અલ્લાહ પાસે છે, હું તો માત્ર સ્પષ્ટપણે સચેત કરી દેનારો છું.''

૨૭. પછી જયારે આ લોકો તે વસ્તુને નજીક જોઈ લેશે તો તે સૌ લોકોના ચહેરા બગડી જશે જેમણે ઇન્કાર કર્યો છે અને તે વખતે તેમને કહેવામાં આવશે કે આ જ છે તે વસ્તુ જેની તમે માંગ કરી રહ્યા હતા.

૨૮. આમને કહો, કયારેય તમે એ પણ વિચાર્યું કે અલ્લાહ ચાહે મને અને મારા સાથીઓને નષ્ટ કરી નાખે કે અમારા ઉપર દયા દાખવે, કાફિરો (અધર્મીઓ)ને દુઃખદાયી યાતનામાંથી કોણ બચાવી લેશે ?

૨૯. આમને કહો, તે મોટો દયાળુ છે, તેના જ ઉપર અમે ઈમાન લાવ્યા છીએ, અને તેના ઉપર જ અમારો ભરોસો છે, ટૂંક સમયમાં જ તમને ખબર પડી જશે કે સ્પષ્ટ પથભ્રષ્ટતામાં કોણ પડેલું છે.

૩૦. આમને કહો, કયારેય તમે એ પણ વિચાર્યું કે જો તમારા કૂવાઓનું પાણી જમીનમાં ઊતરી જાય તો કોણ છે જે આ પાણીના વહેતા સ્ત્રોતોને કાઢીને તમને લાવી આપશે. (રૂકૂઅ-૨)



# (૬૮) અલ-કલમ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ 'નૂન' પણ છે અને 'અલ-કલમ' પણ. બંને શબ્દો સૂરઃના આરંભમાં જ આવે છે.

**ઉતરાણકાળ :**

આ પણ મક્કાના આરંભિક તબક્કામાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે, જ્યારે મક્કામાં અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)નો વિરોધ ખૂબ વેગ પકડી ચૂક્યો હતો.

**વિષયવસ્તુ :**

અહીં ત્રણ વિષયો વર્ણવવામાં આવ્યા છે : વિરોધીઓના વાંધાઓના જવાબો, તેમને ચેતવણી અને શિખામણ આપવી તેમજ અલ્લાહના પયગંબર (સલ્લ.)ને ધૈર્ય અને મક્કમતાની શીખ આપવી.

શરૂઆતમાં અલ્લાહના રસૂલ–ઈશદૂત (સલ્લ.)ને કહેવામાં આવ્યું છે કે તમને આ અસત્યવાદીઓ ઉન્માદી કહે છે, જો કે જે ગ્રંથ તમે પ્રસ્તુત કરી રહ્યાં છો અને નીતિમત્તાના જે ઉચ્ચ પદ ઉપર તમે બિરાજમાન છો, તે પોતે જ તેમના આ જૂઠનું ખંડન કરવા માટે પૂરતાં છે. ટૂંકમાં તે સમય આવવાનો છે જ્યારે બધા જ જોઈ લેશે કે ઉન્માદી અને દીવાનો કોણ હતો અને સમજદાર અને ડાહ્યો કોણ. તેથી વિરોધનો જે વંટોળ તમારા વિરૂદ્ધ ઉઠાવવામાં આવે છે તેના દબાણને વશ ન થાઓ. વાસ્તવમાં આ બધી વાતો એટલા માટે કહેવામાં આવી રહી છે કે તમે કોઈ પણ દબાણ હેઠળ આવી જઈને તેમના સાથે સમાધાનનું વલણ અપનાવવા તૈયાર થઈ જાઓ.

ત્યારબાદ લોકોની આંખો ખોલવા માટે નામ લીધા વિના વિરોધીઓ પૈકી એક અગ્રણી વ્યક્તિનું ચરિત્ર રજૂ કરવામાં આવ્યું છે, જેને મક્કાવાસીઓ સારી રીતે જાણતા હતા. તે વખતે અલ્લાહના રસૂલ (સલ્લ.)નું શુદ્ધ અને નિર્મળ ચરિત્ર પણ બધા લોકો સામે હતું, અને દરેક જોનાર માણસ એ પણ જોઈ શકતો હતો કે આપના વિરોધમાં મક્કાના જે સરદારો–આગેવાનો મોખરે છે તેઓ કેવા ચરિત્રના લોકો છે.

ત્યારબાદ આયત-૧૭ થી ૩૩ સુધી બગીચાવાળાઓનું એક દૃષ્ટાંત પ્રસ્તુત કરવામાં આવ્યું છે, જેમણે અલ્લાહની કૃપા મેળવીને તે બદલ અપકાર દર્શાવ્યો અને તેમનામાં જે વ્યક્તિ સૌથી ઉત્તમ હતી, તેની શિખામણ સમયસર ન માની, છેવટે તેઓ તે કૃપાથી વંચિત થઈ ગયા. આ દૃષ્ટાંત દ્વારા

મક્કાવાસીઓને ચેતવવામાં આવ્યા છે કે અલ્લાહના પયગંબરની વાત નહીં માનો તો, તમે પણ એ જ રીતે વિનાશ નોંતરશો.

ત્યારપછી આયત-૩૪ થી ૪૭ સુધી કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને નિરંતર ચેતવણી આપવામાં આવી છે, જેમાં ક્યાંક તો સંબોધન સીધું તેમને અને ક્યાંક અલ્લાહના રસૂલ (સલ્લ.)ને, પરંતુ ખરેખર ચેતવણી તેમને આપવામાં આવી છે.

અંતમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો છે કે અલ્લાહનો ફેંસલો આવે, ત્યાં સુધી જે કોઈ યાતનાઓ દીન (ધર્મ)ના પ્રચાર-કાર્યમાં સહન કરવા પડે, તે ધીરજપૂર્વક સહન કરતા જાઓ અને તે અધીરાઈથી બચો જે પયગંબર હઝરત યૂનુસ (અલૈ.) માટે અજમાયશનું કારણ બની હતી.



# (૬૮) સૂરઃ અલ-કલમ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૫૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. નૂન ! સોગંદ છે કલમના અને તે વસ્તુના જેને લખનારા લખી રહ્યા છે,
૨. તમે પોતાના રબ (પ્રભુ)ની કૃપાથી ઉન્માદી નથી.
૩. અને નિશ્ચિતપણે તમારા માટે એવો બદલો છે જેનો ક્રમ ક્યારેય સમાપ્ત થવાનો નથી.
૪. અને નિઃશંક તમે નૈતિકતાના ઉચ્ચ દરજ્જા ઉપર છો.
૫-૬. ટૂંક સમયમાં જ તમે જોઈ લેશો અને તેઓ પણ જોઈ લેશે કે તમારામાંથી કોણ ઉન્માદગ્રસ્ત છે.
૭. તમારો રબ તે લોકોને પણ સારી રીતે જાણે છે જેઓ તેના માર્ગથી ભટકેલા છે, અને તે જ તેમને પણ સારી રીતે જાણે છે જેઓ સન્માર્ગ ઉપર છે.
૮. તેથી તમે આ ખોટું ઠેરવનારાઓના દબાણમાં કદાપિ ન આવો.
૯. આ લોકો તો ઇચ્છે છે કે થોડાં તમે નરમ પડો તો તેઓ પણ નરમ પડે.
૧૦. કદાપિ ન દબાશો કોઈ એવી વ્યક્તિથી જે ખૂબ સોગંદ ખાનાર હીન માણસ છે,
૧૧. મહેણાં મારે છે, ચાડી ખાતો ફરે છે,
૧૨-૧૩. ભલાઈથી રોકે છે, અત્યાચાર અને અતિરેકમાં હદ ઓળંગી જનારો છે, મોટો દુરાચારી છે, ક્રૂર છે, અને બધા દુર્ગુણો સાથે નીચ છે,
૧૪. તે કારણે કે તે ખૂબ ધન-સંપત્તિ અને સંતાન ધરાવે છે.
૧૫. જ્યારે અમારી આયતો તેને સંભળાવવામાં આવે છે તો કહે છે આ તો જૂના જમાનાની વાર્તાઓ છે.
૧૬. ટૂંક સમયમાં અમે તેની સૂંઢ ઉપર ડામ આપીશું.
૧૭. અમે આમને (મક્કાવાસીઓને) તે જ રીતે પરીક્ષામાં નાખ્યા છે જે રીતે એક બગીચાના માલિકોને પરીક્ષામાં નાખ્યા હતા, જ્યારે તેમણે સોગંદ ખાધા કે વહેલી પરોઢે અવશ્ય તેઓ પોતાના બગીચાના ફળ તોડશે
૧૮. અને તેઓ કોઈ અપવાદ કરી રહ્યા ન હતા.
૧૯. રાત્રે જ્યારે તેઓ સૂતા પડ્યા હતા કે તમારા રબ તરફથી એક આફત તે બગીચા ઉપર ફરી વળી
૨૦. અને તેની દશા એવી થઈ ગઈ જાણે વાઢેલી ફસલ હોય.
૨૧. સવારે તે લોકોએ એક-બીજાને પોકાર્યા
૨૨. કે જો ફળ તોડવા હોય તો સવારે જ પોતાની ખેતી તરફ નીકળી પડો.
૨૩. આમ, તેઓ ચાલી નીકળ્યા અને પરસ્પર ચુપકે-ચુપકે કહેતા જતા હતા
૨૪. કે આજે કોઈ ગરીબ-વંચિત તમારા બગીચામાં આવી ન જાય.
૨૫. તેઓ કંઈ પણ ન આપવાનો નિર્ણય કરીને સવારે જલ્દી-જલ્દી ત્યાં

એવી રીતે ગયા જાણે કે તેઓ (ફળ તોડવા માટે) સમર્થ છે.

૨૬. પરંતુ જ્યારે બગીચાને જોયો તો કહેવા લાગ્યા, ''અમે રસ્તો ભૂલી ગયા છીએ,

૨૭. — નહીં, બલ્કે અમે વંચિત રહી ગયા.''

૨૮. તેમનામાંથી જે સૌથી સારો માણસ હતો તેણે કહ્યું, ''મેં તમને કહ્યું ન હતું કે તમે (અલ્લાહની) તસ્બીહ (સ્મરણ) કેમ કરતા નથી ?''

૨૯. તેઓ બોલી ઊઠ્યા, ''પવિત્ર છે અમારો રબ (પ્રભુ) ! વાસ્તવમાં અમે ગુનેગાર હતા.''

૩૦. પછી તેમનામાંથી એક બીજાને દોષ દેવા લાગ્યો.

૩૧. છેવટે તેમણે કહ્યું, અફસોસ છે અમારી હાલત ઉપર ! નિઃશંક અમે વિદ્રોહી થઈ ગયા હતા.

૩૨. શક્ય છે કે અમારો રબ અમને બદલામાં આનાથી વધુ સારા બગીચા પ્રદાન કરે, અમે અમારા રબ સામે રજૂ થઈએ છીએ.''

૩૩. આવી હોય છે યાતના ! અને આખિરત (પરલોક)ની યાતના આનાથી પણ મોટી છે, કદાચ આ લોકો જાણતા હોત. (રુકૂઅ-૧)

૩૪. નિશ્ચિતપણે અલ્લાહથી ડરનારા લોકો માટે તેમના રબ પાસે નેઅમતો (બક્ષિસો)થી ભરેલી જન્નતો છે.

૩૫. શું અમે આજ્ઞાંકિતોની હાલત ગુનેગારો જેવી કરી દઈએ ?

૩૬. તમને શું થઈ ગયું છે, તમે કેવા નિર્ણયો કરો છો ?

૩૭. શું તમારા પાસે કોઈ પુસ્તક છે જેમાં તમે આ વાંચતા હોવ

૩૮. કે તમારા માટે અવશ્ય ત્યાં તે જ બધું છે જે તમે પોતાના માટે પસંદ કરો છો ?

૩૯. કે પછી શું તમારા માટે કયામત (પુનરુજ્જીવન)ના દિવસ સુધી અમારા ઉપર કેટલાક કરારો કે પ્રતિજ્ઞાઓ સિદ્ધ છે કે તમને તે જ બધું મળશે જેનો તમે નિર્ણય કરો ?

૪૦. આમને પૂછો, તમારામાંથી કોણ આની બાંહેધરી લે છે ?

૪૧. કે પછી એમના ઠરાવેલા કેટલાક ભાગીદારો છે (જેમણે આની જવાબદારી લીધી હોય ?) આ વાત છે તો લાવે પોતાના તે ઠરાવેલા ભાગીદારોને, જો આ લોકો સાચા છે.

૪૨. જે દિવસે કઠિન સમય આવી પડશે અને લોકોને સિજદો કરવા માટે બોલાવવામાં આવશે તો આ લોકો સિજદો કરી શકશે નહીં,

૪૩. આમની નજરો નીચી હશે, અપમાન તેમના ઉપર છવાઈ રહ્યું હશે. આ લોકો જ્યારે સ્વસ્થ અને તંદુરસ્ત હતા તે વખતે આમને સિજદા માટે બોલાવવામાં આવતા હતા (અને આ લોકો ઇન્કાર કરતા હતા).

૪૪. તો હે પયગંબર ! તમે આ વાણીનો ઇન્કાર કરનારાઓનો મામલો મારા ઉપર છોડી દો. અમે એવી રીતે એમને ક્રમશઃ વિનાશ તરફ



લઈ જઈશું કે એમને ખબર પણ નહીં પડે.

૪૫. હું આમને ઢીલ આપી રહ્યો છું, મારી ચાલ ખૂબ જબરજસ્ત છે.

૪૬. શું તમે આમનાથી કોઈ બદલો માગી રહ્યા છો કે આ લોકો આ દંડના બોજ હેઠળ દબાઈ રહ્યા છે ?

૪૭. શું આમના પાસે અદૃશ્યનું જ્ઞાન છે જેને આ લોકો લખી રહ્યા હોય ?

૪૮. ભલે, પોતાના રબનો ફેંસલો આવે ત્યાં સુધી ધૈર્યથી કામ લો અને માછલીવાળા (યૂનુસ અ.સ.) જેવા ન થઈ જાઓ, જ્યારે તેણે પોકાર્યો હતો અને તે શોકાતુર હતો.

૪૯. જો તેના રબની કૃપા તેના સાથે ન હોત તો તે નિંદિત ઠરીને સપાટ મેદાનમાં ફેંકી દેવામાં આવ્યો હોત.

૫૦. અંતે, તેના રબે તેને પસંદ કરી લીધો અને તેને સદાચારી બંદાઓમાં સામેલ કરી લીધો.

૫૧. જ્યારે આ ઇન્કાર કરનારાઓ બોધ-વાણી (કુર્આન) સાંભળે છે તો તમને એવી નજરોથી જુએ છે જાણે તમારા ડગ ઉખાડી દેશે અને કહે છે કે અવશ્ય આ ઉન્માદી છે,

૫૨. જો કે આ તો સમગ્ર જગતવાસીઓ માટે શિખામણ છે. (રુકૂઅ-૨)

# (૬૯) અલ-હાક્કા

## પરિચય

**નામ :**

સૂરઃના પહેલા જ શબ્દને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આના વિષયો ઉપરથી જણાય છે કે આ સૂરઃનું અવતરણ તે સમયે થયું હતું, જ્યારે અલ્લાહના પયગંબર (સલ્લ.)નો વિરોધ શરૂ થઈ ગયો હતો, પરંતુ તેણે હજુ વેગ પકડ્યો ન હતો.

**વિષયવસ્તુ :**

આયાત-૧ થી ૩૮માં આખિરત (પરલોક)નું વર્ણન છે અને આયાત-૩૯થી અંત સુધી કુર્આનના અલ્લાહ તરફથી અવતરિત થયા હોવા અંગે અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સાચા રસૂલ–ઈશદૂત હોવા વિષે છે.

પ્રથમ રૂકૂઅનો આરંભ તે વાતથી થાય છે કે કયામત (પુનર્જીવન)નું આગમન અને આખિરત (પરલોક)નું અસ્તિત્વમાં આવવું એક એવી વાસ્તવિકતા છે, જે જરૂર આવીને રહેશે. પછી આયત-૪ થી ૧૨ સુધીમાં એ દર્શાવવામાં આવ્યું છે કે અગાઉ જે કોઈ કોમે પણ આખિરતનો ઇન્કાર કર્યો છે તે અંતે અલ્લાહની સજા પામીને જ રહી છે. આ પછી ૧૭મી આયત સુધી કયામતનું ચિત્ર પ્રસ્તુત કરવામાં આવ્યું છે કે તે કેવી રીતે આવશે. ત્યારબાદ આયત ૧૮ થી ૨૭માં તે મૂળ ઉદ્દેશ્ય વર્ણવવામાં આવ્યો છે, જે માટે અલ્લાહે દુનિયા (આલોક)ના વર્તમાન જીવન પછી માનવ-જાત માટે એક બીજા જીવનનું આયોજન કર્યું છે. એમાં બતાવવામાં આવ્યું છે કે તે દિવસે તમામ મનુષ્યો પોતાના માલિક અને પાલનહારની અદાલતમાં ઉપસ્થિત થશે, જ્યાં તેમનું કોઈ રહસ્ય કે ભેદ છૂપો રહેશે નહીં. દરેકને તેની કર્મનોંધ તેના હાથમાં આપી દેવામાં આવશે. નેક–સદ્‌ચરિત્ર લોકો પોતાનો હિસાબ ચોખ્ખો જોઈને ખુશ થઈ જશે, અને તેમને જન્નત–સ્વર્ગનું કાયમી અને સ્થાયી સુખ પ્રાપ્ત થશે. આનાથી વિપરીત, જે લોકોએ ન અલ્લાહ પ્રત્યેનું કર્તવ્ય અદા કર્યું, ન લોકોના હક્કો અદા કર્યા, તેમને અલ્લાહની પકડથી બચાવનાર કોઈ નહીં હોય અને તેઓ જહન્નમની સજામાં ઘેરાઈ જશે.

બીજા રૂકૂઅમાં મક્કાના કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને ઉદ્દેશીને



ફરમાવવામાં આવ્યું છે કે તમે આ કુર્આનને એક કવિ અને જ્યોતિષના બોલ કહો છો, જો કે આ અલ્લાહના અવતરિત કરેલા બોલ છે, જે એક માનવંત રસૂલ–ઈશદૂતના મુખથી અદા થઈ રહ્યાં છે. રસૂલ પોતાના તરફથી આમાં એક શબ્દ ઉમેરવાનો કે ઘટાડવાનો અધિકાર ધરાવતો નથી. જો તે આમાં પોતાના મનથી ઘડી કાઢેલી કોઈ વસ્તુ સામેલ કરી દે, તો અમે તેની ગળાની નસ કાપી નાખીએ.

# (૬૯) સૂરઃ અલ-હાક્કા

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૫૨)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. ઘટિત થનાર ઘટના !
૨. શું છે તે ઘટિત થવાવાળી ઘટના ?
૩. અને તમે શું જાણો કે તે શું છે ઘટિત થનાર ઘટના ?
૪. સમૂદ અને આદે તે એકાએક તૂટી પડનારી આપત્તિનો ઇન્કાર કર્યો.
૫. તો સમૂદને એક પ્રચંડ દુર્ઘટનાથી નષ્ટ કરવામાં આવ્યા.
૬. અને આદને એક તીવ્ર તોફાની આંધીથી નષ્ટ કરી દેવામાં આવ્યા.
૭. અલ્લાહે તેને નિરંતર સાત રાત્રિઓ અને આઠ દિવસો તેમના ઉપર છવાયેલી રાખી. (તમે ત્યાં હોત તો) જોયું હોત કે તેઓ ત્યાં એવી રીતે પટકાયેલા પડ્યા છે જાણે તેઓ ખજૂરીઓના ક્ષીણ થડ હોય.
૮. હવે શું તેમાંથી કોઈ તમને બાકી બચેલો દેખાય છે ?
૯. અને આ જ મોટા ગુનાનું આચરણ ફિરઔન અને તેના પહેલાંના લોકોએ અને ઊલટ-પૂલટ થઈ જનારી વસ્તીઓએ કર્યું.
૧૦. આ બધાએ પોતાના રબ (પ્રભુ)ના રસૂલ (સંદેશવાહક)ની વાત ન માની તો તેણે તેમને ખૂબ જ સખતાઈપૂર્વક પકડ્યા.
૧૧. જ્યારે પાણીનું તોફાન હદ વટાવી ગયું તો અમે તમને નૌકામાં સવાર કરી દીધા હતા
૧૨. જેથી આ ઘટનાને તમારા માટે બોધપ્રદ યાદગાર બનાવી દઈએ અને યાદ રાખવાવાળા કાન એની યાદ સુરક્ષિત રાખે.
૧૩. પછી જ્યારે એક વખત રણશિંગામાં ફૂંક મારી દેવામાં આવશે
૧૪. અને ધરતી અને પર્વતોને ઉઠાવીને એક જ પ્રહારે ચૂરેચૂરા કરી નાખવામાં આવશે,
૧૫. તે દિવસે તે ઘટિત થનાર ઘટના ઘટિત થઈ જશે.
૧૬. તે દિવસે આકાશ ફાટશે અને તેનું બંધન ઢીલું પડી જશે,
૧૭. ફરિશ્તાઓ તેના આજુબાજુ કિનારાઓ ઉપર હશે અને આઠ ફરિશ્તાઓએ તે દિવસે તારા રબનું સિંહાસન પોતાના ઉપર ઉઠાવીને રાખ્યું હશે.
૧૮. તે દિવસ હશે જ્યારે તમને લોકોને રજૂ કરવામાં આવશે, તમારું કોઈ રહસ્ય પણ છૂપું રહી જશે નહીં.
૧૯. તે દિવસે જેની કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવશે, તે કહેશે, ''લો જુઓ, વાંચો મારી કર્મનોંધ,



૨૦. હું સમજતો હતો કે મને અવશ્ય મારો હિસાબ મળવાનો છે.''
૨૧. પછી તે મનગમતા આનંદમાં હશે,
૨૨. ઉચ્ચ દરજ્જાની જન્નત (સ્વર્ગ)માં,
૨૩. જેના ફળોના ઝૂમખાં લચી પડતાં હશે.
૨૪. (આવા લોકોને કહેવામાં આવશે) આનંદથી ખાઓ અને પીઓ, તમારા તે કર્મોના બદલામાં જે તમે વીતી ગયેલા દિવસો દરમ્યાન કર્યાં છે.
૨૫. અને જેની કર્મનોંધ તેના ડાબા હાથમાં આપવામાં આવશે, તે કહેશે, ''કદાચ, મારી કર્મનોંધ મને આપવામાં આવી ન હોત
૨૬. અને હું ન જાણતો કે મારો હિસાબ શું છે !
૨૭. કદાચ મારૂં તે જ મૃત્યુ (જે દુનિયામાં આવ્યું હતું) નિર્ણાયક હોત !
૨૮. આજે મારૂં ધન, મારા કોઈ કામમાં ન આવ્યું.
૨૯. મારૂં બધું જ પ્રભુત્વ સમાપ્ત થઈ ગયું.''
૩૦. આદેશ થશે, પકડો આને અને તેના ગળામાં તોક નાખી દો,
૩૧. પછી આને જહન્નમ (નર્ક)માં નાખી દો,
૩૨. પછી આને સિત્તેર હાથ લાંબી સાંકળમાં જકડી દો,
૩૩. ન મહિમાવાન અલ્લાહ ઉપર આ ઈમાન લાવતો હતો
૩૪. અને ન ગરીબોને ભોજન માટે પ્રોત્સાહન આપતો હતો.
૩૫. તેથી આજે અહીં તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર ન કોઈ મિત્ર છે,
૩૬. અને ન જખ્મોના ધોવાણ સિવાય તેના માટે કોઈ ભોજન,
૩૭. જેને ગુનેગારો સિવાય કોઈ નથી ખાતું. (રુકૂઅ-૧)
૩૮. તો નહીં, હું સોગંદ ખાઉં છું, તે વસ્તુઓના જે તમે જુઓ છો
૩૯. અને તે વસ્તુઓના પણ જે તમે જોતા નથી,
૪૦. આ એક પ્રતિષ્ઠિત પયગંબરનું કથન છે,
૪૧. કોઈ કવિનું કથન નથી, તમે લોકો ભાગ્યે જ ઈમાન લાવો છો,
૪૨. અને ન આ કોઈ જ્યોતિષનું કથન છે, તમે લોકો ભાગ્યે જ વિચાર કરો છો.
૪૩. આ સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહાર તરફથી અવતરિત થયું છે.
૪૪. અને જો આ (પયગંબરે) પોતે ઘડીને કોઈ વાત અમારાથી સંબંધિત કરી દીધી હોત
૪૫. તો અમે એનો જમણો હાથ પકડી લેતા
૪૬. અને એના ગળાની ધોરી નસ કાપી નાખતા,
૪૭. પછી તમારામાંથી કોઈ (અમને) આ કામથી રોકવાવાળું ન હોત.

૪૮. હકીકતમાં આ અલ્લાહનો ડર રાખનારાઓ માટે એક બોધ છે.
૪૯. અને અમે જાણીએ છીએ કે તમારામાંથી કેટલાક લોકો ખોટું ઠેરવનારા છે.
૫૦. આવા ઈન્કાર કરનારાઓ માટે આ નિશ્ચિતપણે પસ્તાવાનું કારણ છે.
૫૧. અને આ તદ્દન વિશ્વસનીય સત્ય છે.
૫૨. તો હે પયગંબર ! પોતાના મહાન રબ (પ્રભુ)ના નામની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરો. (રૂકૂઅ-૨)



# (૭૦) અલ-મઆરિજ

## પરિચય

**નામ :**

ત્રીજી આયતના શબ્દ 'ઝિલ્-મઆરિજ' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આના વિષયો પુરવાર કરી રહ્યાં છે કે આનું ઉતરાણ પણ લગભગ તે જ સંજોગોમાં થયું છે, જેમાં સૂરઃ અલ-હાક્કાનું અવતરણ થયું હતું.

**વિષયો :**

આમાં તે કાફિરો (સત્યના ઈન્કાર કરનારાઓ)ને ચેતવણી તેમજ શિખામણ આપવામાં આવી છે, જે કયામત (પુનર્જીવન) તથા આખિરત (પરલોક) અને દોઝખ (નર્ક) તથા જન્નત (સ્વર્ગ)ના સમાચારની મજાક ઉડાવતા હતા અને અલ્લાહના રસૂલ–ઈશદૂત (સલ્લ.)ને પડકાર કરી રહ્યા હતા કે જો તમે સાચા છો અને તમને ખોટા ઠેરવીને અમે જહન્નમ (નર્ક)ની સજાને પાત્ર થઈ ચૂક્યાં છીએ, તો લઈ આવો તે કયામત જેનાથી તમે અમને ડરાવો છો ! આ સૂરઃનું સમગ્ર પ્રવચન આ જ પડકારના જવાબમાં છે.

શરૂઆતમાં ફરમાવવામાં આવ્યું છે કે માગનાર વ્યક્તિ આપત્તિ માગે છે. ઈન્કાર કરનારાઓ તે આપત્તિ ઉપર જરૂર આવીને રહેશે અને જ્યારે તે આવશે તો તેને કોઈ ટાળી નહીં શકે, પરંતુ તે પોતાના સમય ઉપર આવશે. તેથી આમની મજાક બદ્દલ ધૈર્ય રાખો. આ લોકો તેને દૂર જુએ છે અને અમે તેને નજીક જોઈ રહ્યાં છીએ.

પછી બતાવવામાં આવ્યું છે કે કયામત, જેના વહેલાં આગમનની માગણી આ લોકો મજાકમાં કરી રહ્યા છે, તે કેવી સખત વસ્તુ છે અને જ્યારે તે આવશે તો આ ગુનેગારોની કેવી બૂરી હાલત થશે. તે વખતે આ લોકો પોતાના પરિવાર, સંતાન અને પોતાના સૌથી નજીકના સગાઓ સુદ્ધાંને પ્રતિ-દાનમાં આપી દેવા માટે તૈયાર થઈ જશે, જેથી ગમે-તેમ કરીને સજામાંથી બચી નીકળે, પરંતુ નહીં બચી શકે.

આ પછી લોકોને સાવધાન કરવામાં આવ્યા છે કે તે દિવસે મનુષ્યોના ભાગ્યનો ફેંસલો સંપૂર્ણપણે તેમની ધારણાઓ, માન્યતાઓ તથા નૈતિકતા અને કર્મોના આધારે કરવામાં આવશે. જે લોકોએ દુનિયામાં સત્યથી મોઢું ફેરવી લીધું છે અને ધન એકઠું કરી બચાવી-બચાવીને રાખ્યું છે, અર્થાત્ કંજૂસી કરે

છે, તેઓ જહન્નમને પાત્ર ઠરશે અને જેમણે અહીં અલ્લાહની સજાનો ડર રાખ્યો છે, આખિરત (પરલોક)ને માની છે, નમાઝ નિયમિત પઢી છે, પોતાના ધનમાંથી અલ્લાહના ગરીબ—વંચિત બંદાઓનો હક્ક ચૂકવ્યો છે, દુષ્કર્મોથી દૂર રહ્યાં છે, અપ્રમાણિકતા કરી નથી, વચનનું પાલન કર્યું છે અને સાક્ષી આપવામાં સત્ય ઉપર મક્કમ રહ્યાં છે, તેઓ જન્નત (સ્વર્ગ)માં સન્માનભર્યું સ્થાન પામશે.

અંતમાં મક્કાના તે કાફિરોને, જેઓ અલ્લાહના રસૂલ (સલ્લ.)ને જોઈને આપની મજાક ઉડાવવા માટે ચારેબાજુથી તૂટી પડતા હતા, ચેતવવામાં આવ્યા છે કે જો તમે નહીં માનો તો અલ્લાહ તમારા સ્થાને બીજા લોકોને લઈ આવશે અને અલ્લાહના રસૂલ (સલ્લ.)ને શિખામણ આપવામાં આવી છે કે આમની ઠઠ્ઠા-મશ્કરીની પરવા ન કરો. આ લોકો જો કયામતની ફજેતી જોવાનો દુરાગ્રહ રાખે છે, તો એમને પોતાની બેહૂદી પ્રવૃત્તિઓમાં મગ્ન રહેવા દો, પોતાનું બૂરૂં પરિણામ તેઓ સ્વયં જ જોઈ લેશે.



# (૭૦) સૂરઃ અલ-મઆરિજ

(મક્કામાં અવતરિત થઈ • રૂકૂઅ : ૨ • આયતો : ૪૪)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. માગવાવાળાએ યાતના માગી છે, (તે યાતના) જે અવશ્ય ઘટિત થવાની છે,
૨. ઇન્કાર કરનારાઓ માટે છે, કોઈ તેને ટાળનાર નથી,
૩. તે અલ્લાહ તરફથી જે બુલંદીઓની સીડીઓનો માલિક છે.
૪. ફરિશ્તાઓ અને રૂહ (ફરિશ્તા હઝરત જિબ્રઈલ અલૈ.) તેના પાસે ચઢીને જાય છે એક એવા દિવસે જેનું પ્રમાણ પચાસ હજાર વર્ષ છે.
૫. તો હે પયગંબર ! ધૈર્ય રાખો, શિષ્ટ ધૈર્ય.
૬-૭. આ લોકો તેને દૂર સમજે છે અને અમે આને નજીક જોઈ રહ્યાં છીએ.
૮. (તે આપત્તિ તે દિવસે આવશે) જે દિવસે આકાશ પીગળેલી ચાંદી જેવું થઈ જશે
૯. અને પર્વતો રંગબેરંગી પિંજેલા ઊન જેવા થઈ જશે.
૧૦. અને કોઈ ઘનિષ્ટ મિત્ર પોતાના ઘનિષ્ટ મિત્રને નહીં પૂછે
૧૧. જો કે તેઓ એક-બીજાને બતાવવામાં આવશે. અપરાધી ઇચ્છશે કે ફિદયા (મુક્તિ પ્રતિદાન)માં આપી દે તે દિવસની યાતનાથી બચવા માટે પોતાની સંતાનને,
૧૨. પોતાની પત્નીને, પોતાના ભાઈને,
૧૩. પોતાના નિકટતમ પરિવારને જે તેને શરણ આપનાર હતું,
૧૪. અને ધરતી ઉપરના સૌ લોકોને, અને આ ઉપાય તેને છુટકારો અપાવી દે.
૧૫. કદાપિ નહીં. તે તો ભડકે બળતી આગની ઝાળ હશે
૧૬. જે માંસ-ચામડાંને ચાટી જશે,
૧૭. પોકારી-પોકારીને પોતાના તરફ બોલાવશે તે દરેક વ્યક્તિને જેણે સત્યથી મોઢું ફેરવ્યું અને પીઠ ફેરવી
૧૮. અને ધન એકઠું કર્યું અને સંભાળી-સંભાળીને રાખ્યું.
૧૯. મનુષ્ય કાચા મનનો બનેલો છે,
૨૦. જ્યારે તેના ઉપર મુસીબત આવે છે ત્યારે ગભરાઈ જાય છે
૨૧. અને જ્યારે તેને સુખ-સંપન્નતા પ્રાપ્ત થાય છે ત્યારે કંજૂસી કરવા લાગે છે.
૨૨. પરંતુ તે લોકો (આ દોષથી બચેલા છે) જેઓ નમાઝ પઢવાવાળા છે,
૨૩. જેઓ પોતાની નમાઝોની હંમેશા પાબંદી કરે છે,
૨૪-૨૫. જેમના ધનમાં માગવાવાળા અને વંચિતોનો એક નિશ્ચિત હક્ક છે.
૨૬. જેઓ બદલાના દિવસને સત્ય માને છે,
૨૭. જેઓ પોતાના રબની યાતનાથી ડરે છે

૨૮. કેમ કે તેમના રબની યાતના એવી વસ્તુ નથી જેનાથી કોઈ નિર્ભય હોય,

૨૯. જેઓ પોતાની ગુપ્તેન્દ્રિયોની રક્ષા કરે છે —

૩૦. સિવાય કે પોતાની પત્નીઓ અથવા પોતાની અધિકૃત સ્ત્રીઓના જેમનાથી સુરક્ષિત ન રાખવામાં તેમના ઉપર કોઈ દોષ નથી,

૩૧. અલબત્ત જેઓ આ ઉપરાંત બીજું કંઈ ઇચ્છે તેઓ જ હદ વટાવી જનારા છે —

૩૨. જેઓ પોતાની અમાનતોની રક્ષા કરે છે અને પોતાના વચનનું ધ્યાન રાખે છે,

૩૩. જેઓ પોતાની સાક્ષીઓમાં સત્યનિષ્ઠા ઉપર મક્કમ રહે છે

૩૪. અને જેઓ પોતાની નમાઝની રક્ષા કરે છે.

૩૫. આ લોકો સન્માનપૂર્વક જન્નત (સ્વર્ગ)ના બાગોમાં રહેશે. (રુકૂઅ-૧)

૩૬-૩૭. તો હે પયગંબર ! શું વાત છે કે આ ઇન્કાર કરનારાઓ જમણી અને ડાબી બાજુથી ટોળેટોળાં તમારા તરફ દોડતા આવી રહ્યા છે ?

૩૮. શું આમાંથી પ્રત્યેક એ લાલચ રાખે છે કે તેને બક્ષિસોથી ભરપૂર જન્નતોમાં દાખલ કરી દેવામાં આવશે ?

૩૯. કદાપિ નહીં. અમે જે વસ્તુથી આમને પેદા કર્યા છે તેને આ પોતે જાણે છે

૪૦. તો નહીં, હું સોગંદ ખાઉં છું પૂર્વ દિશાઓ અને પશ્ચિમ દિશાઓના માલિકના ! અમને આવું કરવાનું સામર્થ્ય પ્રાપ્ત છે

૪૧. કે આમની જગ્યાએ આમનાથી સારા લોકો લઈ આવીએ અને કોઈ અમારા સામે બાજી લઈ જનાર નથી.

૪૨. તેથી આમને પોતાની બેહૂદી વાતો અને પોતાના ખેલકૂદમાં પડ્યા રહેવા દો ત્યાં સુધી કે આ લોકો પોતાના દિવસને પહોંચી જાય જેનો આમને વાયદો કરવામાં આવી રહ્યો છે,

૪૩. જ્યારે આ લોકો પોતાની કબરોમાંથી નીકળીને એવી રીતે દોડતા જઈ રહ્યા હશે, જાણે પોતાના દેવોની વેદીઓ તરફ દોડી રહ્યા હોય,

૪૪. આમની આંખો ઝૂકેલી હશે, અપમાન તેમના ઉપર છવાયેલું હશે. આ તે દિવસ છે જેનો આમને વાયદો કરવામાં આવી રહ્યો છે.(રુકૂઅ-૨)



# (૭૧) નૂહ

## પરિચય

**નામ :**

'નૂહ' આ સૂરઃનું નામ પણ છે અને તેના વિષયનું શીર્ષક પણ, કેમ કે આમાં આરંભથી અંત સુધી પયગંબર હઝરત નૂહ (અલૈ.)નો જ પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આ પણ મક્કાના પ્રારંભિક તબક્કામાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે, પરંતુ આના વિષયનો આંતરિક પુરાવો એ વાત તરફ નિર્દેશ કરે છે કે આ તે જમાનામાં ઊતરી હતી, જ્યારે અલ્લાહના રસૂલ—ઈશદૂત (સલ્લ.)ના આમંત્રણના પ્રચાર-પ્રસાર સામે મક્કાના કાફિરોનો વિરોધ તીવ્ર બની ગયો હતો.

**વિષયવસ્તુ :**

આમાં હઝરત નૂહ (અલૈ.)નો પ્રસંગ માત્ર વાર્તા સંભળાવવા ખાતર વર્ણવવામાં આવ્યો નથી, બલ્કે આનો ઉદ્દેશ્ય મક્કાના વિરોધીઓને ચેતવવાનો છે કે તમે હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે તે જ વલણ અપનાવી રહ્યાં છો, જે હઝરત નૂહ (અલૈ.) સાથે તેમની કોમે અપનાવ્યું હતું, અને આ વલણ જો તમે નહીં છોડો તો તમારે પણ તે જ પરિણામ ભોગવવું પડશે, જે તે લોકોએ ભોગવ્યું. આ વાત આખી સૂરઃમાં ક્યાંય સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવી નથી, પરંતુ જે સમયે જે સંજોગોમાં આ પ્રસંગ મક્કાવાસીઓને સંભળાવવામાં આવ્યો છે એ પશ્ચાદ્‌ભૂમિથી આપોઆપ આ વાત ફલિત થાય છે.

પ્રથમ આયતમાં બતાવવામાં આવ્યું છે કે હઝરત નૂહ (અલૈ.)ને જ્યારે અલ્લાહે રિસાલત (ઈશદૂતત્વ)ના પદ ઉપર નિયુક્ત કર્યા હતા, તે વખતે કઈ સેવા એમને સોંપવામાં આવી હતી.

આયત-૨ થી ૪માં ટૂંકમાં એ બતાવવામાં આવ્યું છે કે તેમણે પોતાના આમંત્રણની શરૂઆત કઈ રીતે કરી અને પોતાની કોમના લોકો સામે કઈ વાત પ્રસ્તુત કરી.

ત્યારબાદ ઘણાં લાંબા સમય સુધી આમંત્રણ અને પ્રચારની મહેનત કર્યા પછી જે અહેવાલ હઝરત નૂહ (અલૈ.)એ પોતાના માલિક અને પાલનહાર સમક્ષ રજૂ કર્યો, તે આયત-૫ થી ૨૦માં વર્ણવવામાં આવ્યો છે. આમાં તેઓ એ નિવેદન કરે છે કે, કેવી-કેવી રીતે તેમણે પોતાની કોમને સન્માર્ગે લાવવા માટે પ્રયત્નો કર્યા અને કોમે તેમનો સામનો કેવા હઠાગ્રહ સાથે કર્યો.

ત્યારપછી હઝરત નૂહ (અલૈ.)ની છેલ્લી વિનંતી આયત-૨૧ થી ૨૪માં નોંધવામાં આવી છે, જેમાં તેઓ પોતાના માલિકને અરજ કરે છે કે આ કોમે મારી વાત માનવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો છે, તેમણે પોતાની લગામ પોતાના સરદારો-આગેવાનોના હાથમાં આપી દીધી છે, અને તેણે ઘણી મોટી છેતરપિંડીની જાળ ફેલાવી રાખી છે, હવે સમય આવી ગયો છે કે આ લોકો પાસેથી બોધ ગ્રહણ કરવાની શક્તિ છીનવી લેવામાં આવે. આ હઝરત નૂહ (અલૈ.) તરફથી નિરાશા કે હતાશાનું પ્રદર્શન ન હતું, બલ્કે સૈકાઓ સુધી ધૈર્યની કસોટી થઈ જાય તેવા સંજોગોમાં સત્ય-પ્રચારનું કર્તવ્ય બજાવ્યા બાદ, જ્યારે તેમને પોતાની કોમથી કોઈ અપેક્ષા શેષ ન રહી તો તેમણે એ અભિપ્રાય બાંધ્યો કે હવે આ કોમને સન્માર્ગે લાવવાની કોઈ શક્યતા રહી નથી. આ અભિપ્રાય અલ્લાહના પોતાના ફેંસલાને સંપૂર્ણપણે અનુરૂપ હતો. આથી આ પછી તરત જ આયત-૨૫માં ફરમાવવામાં આવ્યું કે તે કોમ ઉપર તેના દુષ્કૃત્યોના કારણે અલ્લાહની આપત્તિ ઊતરી.

અંતિમ આયતોમાં હઝરત નૂહ (અલૈ.)ની તે દુઆ—પ્રાર્થના નોંધવામાં આવી છે, જે તેમણે બરાબર આપત્તિના ઉતરાણ વખતે પોતાના રબ (માલિક) પાસે માગી હતી. આમાં તેઓ પોતાના માટે અને બધા જ ઈમાનવાળાઓ માટે ક્ષમાયાચના કરે છે અને પોતાની કોમના અસત્યવાદીઓ વિષે અલ્લાહને અરજ ગુજારે છે કે આમાંથી કોઈને ધરતી ઉપર વસવા માટે જીવતો ન છોડ, કેમ કે તેમનામાં હવે કોઈ ભલાઈ બાકી રહી નથી, આમના વંશમાંથી જે પણ ઊઠશે કાફિર (સત્ય-વિરોધી) અને અવજ્ઞાકારી જ ઊઠશે.

આ સૂરઃનો અભ્યાસ કરતી વખતે હઝરત નૂહ (અલૈ.)ના પ્રસંગની તે વિગતો દૃષ્ટિ સમક્ષ રહેવી જોઈએ, જે આ પહેલાં કુર્આનેમજીદમાં વર્ણવવામાં આવી છે.



# (૭૧) સૂરઃ નૂહ

(મક્કામાં અવતરિત થઈ ● રૂકૂઅ : ૨ ● આયતો : ૨૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો (એ આદેશ સાથે) કે પોતાની કોમના લોકોને ચેતવણી આપી દે તે પહેલાં કે તેમના ઉપર એક દુઃખદાયી યાતના આવે.

૨. તેણે કહ્યું, "હે મારી કોમના લોકો ! હું તમારા માટે એક સ્પષ્ટ ચેતવણી આપનાર (પયગંબર) છું.

૩. (તમને ચેતવું છું) કે અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરો અને મારું આજ્ઞાપાલન કરો,

૪. અલ્લાહ તમારા ગુનાઓ માફ કરી દેશે અને તમને એક નિશ્ચિત સમય સુધી બાકી રાખશે. હકીકત એ છે કે અલ્લાહનો નિયત કરેલ સમય જ્યારે આવી પહોંચે છે તો પછી ટાળી શકાતો નથી, કદાચ તમને આનું જ્ઞાન હોય."

૫. તેણે કહ્યું, "હે મારા રબ ! મેં મારી કોમના લોકોને રાત અને દિવસ પોકાર્યા,

૬. પરંતુ મારા આ પોકારે તો તેમના પલાયનમાં જ વધારો કર્યો.

૭. અને જ્યારે પણ મેં તેમને બોલાવ્યા જેથી તું તેમને ક્ષમા કરી દે, તેમણે કાનોમાં આંગળા નાખી દીધા (કોઈ વાત સાંભળવા તૈયાર જ ન થયા) અને પોતાના કપડાથી મોઢાં ઢાંકી લીધા (વાત સાંભળવાનું તો દૂર, મોઢું જોવા પણ તૈયાર ન થયા) અને પોતાના વર્તન ઉપર દુરાગ્રહી બની ગયા અને મોટો ઘમંડ કર્યો.

૮. પછી મેં તેમને હાંક-પોકાર કરીને આમંત્રણ આપ્યું.

૯. પછી મેં તેમને જાહેરમાં પણ સંદેશ પહોંચાડ્યો અને ચુપકેથી પણ સમજાવ્યા.

૧૦. મેં કહ્યું, "પોતાના રબથી માફી માગો, નિઃશંક તે મોટો ક્ષમાશીલ છે.

૧૧. તે તમારા ઉપર આકાશમાંથી ખૂબ વરસાદ વરસાવશે,

૧૨. તમને ધન અને સંતાન આપી નવાજશે, તમારા માટે બાગ પેદા કરશે અને તમારા માટે નહેરો વહેવડાવી દેશે.

૧૩. તમને શું થઈ ગયું છે કે અલ્લાહ માટે તમે કોઈ ગૌરવની આશા નથી રાખતા ?

૧૪. જો કે તેણે વિભિન્ન રીતે તમને બનાવ્યા છે.

૧૫. શું તમે જોતા નથી કે અલ્લાહે કેવી રીતે સાત આકાશો એક ઉપર એક બનાવ્યા

૧૬. અને તેમાં ચંદ્રને પ્રકાશ અને સૂર્યને દીપક બનાવ્યો ?

૧૭. અને અલ્લાહે તમને ભૂમિમાંથી અદ્‌ભૂત રીતે ઉગાડ્યા,

૧૮. પછી તે તમને આ જ ભૂમિમાં પરત લઈ જશે અને આમાંથી એકાએક તમને કાઢીને ઊભા કરશે.

૧૯. અને અલ્લાહે ધરતીને તમારા માટે ફરસની જેમ પાથરી દીધી

૨૦. જેથી તમે તેના અંદર ખુલ્લા માર્ગોમાં ચાલો.''(રુકૂઅ-૧)

૨૧. નૂહે કહ્યું, ''મારા રબ ! તેમણે મારી વાત રદ કરી દીધી અને તે (ધનવાનો)નું અનુસરણ કર્યું જેઓ ધન અને સંતાન પ્રાપ્ત કરીને વધુ નિરાશ થઈ ગયા છે,

૨૨. આ લોકોએ ભારે છળકપટની જાળ ફેલાવી રાખી છે.

૨૩. આમણે કહ્યું, ''કદાપિ ન છોડો પોતાના ઉપાસ્યોને, અને ન છોડો 'વદ્દ' અને 'સુવાઅ'ને અને 'યગૂસ' અને 'યઊક'ને અને 'નસ્ર'ને.

૨૪. આ લોકોએ ઘણાં લોકોને પથભ્રષ્ટ કર્યા છે અને તું પણ આ અત્યાચારીઓને પથભ્રષ્ટતા સિવાય કોઈ વસ્તુમાં ઉન્નતિ ન આપ.''

૨૫. પોતાના ગુનાઓના કારણે જ તેઓને ગરકારવ કરી દેવામાં આવ્યા અને આગમાં ઝોકી દેવામાં આવ્યા, પછી તેમણે પોતાના માટે અલ્લાહથી બચાવનાર કોઈ મદદગાર ન જોયો.

૨૬. અને નૂહે કહ્યું, ''મારા રબ ! આ કાફિરો (અધર્મીઓ)માંથી ધરતી ઉપર વસવાટ કરનાર બાકી ન છોડ.

૨૭. જો તે આમને છોડી દીધા તો આ લોકો તારા બંદાઓને પથભ્રષ્ટ કરશે અને આમના વંશમાં જે પણ પેદા થશે તે દુરાચારી અને સખત ઈન્કાર કરનાર જ હશે.

૨૮. મારા રબ ! મને અને મારા માતા-પિતાને, અને તે દરેક વ્યક્તિને જે મારા ઘરમાં ઈમાનવાળાની હેસિયતથી દાખલ થઈ છે, અને સૌ ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓને માફ કરી દે, અને અત્યાચારીઓ માટે વિનાશ સિવાય કોઈ વસ્તુમાં વધારો ન કર.''(રુકૂઅ-૨)



# (૭૨) અલ-જિન્ન

## પરિચય

**નામ :**

'અલ-જિન્ન' આ સૂરઃનું નામ પણ છે અને તેના વિષયોનું શીર્ષક પણ, કેમ કે આમાં જિન્નાતો દ્વારા કુર્આન સાંભળવા તેમજ પોતાની કોમમાં ઈસ્લામનો પ્રચાર કરવાનો પ્રસંગ વિગતવાર વર્ણવવામાં આવ્યો છે.

**ઉતરાણકાળ :**

'બુખારી' અને 'મુસ્લિમ'માં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું કથન છે કે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના થોડાક સહાબીઓ (રદિ.) સાથે ઉક્કાઝના બજારમાં જઈ રહ્યા હતા, રસ્તામાં નખ્લા નામના સ્થળે આપ (સલ્લ.)એ ફજ્રની નમાઝ પઢાવી, તે વખતે જિન્નોનું એક જૂથ ત્યાંથી પસાર થઈ રહ્યું હતું, તે કુર્આન-પઠનનો અવાજ સાંભળીને થોભી ગયું અને ધ્યાનપૂર્વક કુર્આન સાંભળતું રહ્યું. આ જ પ્રસંગનું વર્ણન આ સૂરઃમાં કરવામાં આવ્યું છે. ઘણાંખરા વિવરણકર્તાઓએ આ રિવાયતના આધારે એ સમજી લીધું કે પયગંબર (સલ્લ.)ના પ્રસિદ્ધ તાઇફ-પ્રવાસની આ ઘટના છે, પરંતુ આ અનુમાન કેટલાક કારણોથી સાચું નથી. તાઈફના તે પ્રવાસમાં જિન્નોના કુર્આન સાંભળવાની જે ઘટના બની હતી. તે ઘટના સૂરઃ અહકાફની આયાત-૨૯ થી ૩૨માં વર્ણવવામાં આવી છે, તે આયત ઉપર એક દૃષ્ટિપાત કરતાં જણાય છે કે તે વખતે જે જિન્નો કુર્આન સાંભળીને ઈમાન લાવ્યા હતા, તેઓ પહેલાંથી હઝરત મૂસા (અલૈ.) અને પહેલાંના આકાશી ગ્રંથો ઉપર ઈમાન ધરાવતા હતા, તેનાથી વિપરીત, આ સૂરઃની આયાત-૨ થી ૭માં સ્પષ્ટ જાહેર થાય છે કે આ સમયે કુર્આન સાંભળનારા જિન્નો અનેકેશ્વરવાદી અને આખિરત (પરલોક) અને ઈશદૂતત્વ (રિસાલત)નો ઈન્કાર કરનારા હતા. એટલે ખરી વાત એ છે કે સૂરઃ અહકાફ અને સૂરઃજિન્નમાં એક જ ઘટનાનો ઉલ્લેખ નથી, બલ્કે આ બંને જુદી ઘટનાઓ છે. સૂરઃ અહકાફમાં જેનો ઉલ્લેખ છે, તે નબવી ૧૦માં તાઈફ-પ્રવાસમાં બની હતી અને આ સૂરઃની આયાત-૮ થી ૧૦ ઉપર વિચારતાં એવું લાગે છે કે આ બીજો બનાવ નબુવ્વતના આરંભિક-કાળનો જ હોઈ શકે છે.

**જિન્નોની વાસ્તવિકતા :**

જ્યાં સુધી કુર્આનનો સંબંધ છે, તેમાં એક જગ્યાએ નહીં, ઘણી જગ્યાએ જિન્ન અને મનુષ્યનો ઉલ્લેખ એ રીતે કરવામાં આવ્યો છે કે આ બે ભિન્ન મખ્લૂકો (સર્જનો) છે. ઉદાહરણ માટે જૂઓ સૂરઃઓ — અઅ્‌રાફ આ. ૩૮, હૂદ આ. ૧૧૯, હા-મીમ સજદહ આ. ૨૫ અને ૨૯, અહ્‌કાફ આ. ૧૮, ઝારિયાત આ. ૫૬, નાસ આ. ૬ અને રહ્‌માન આ.૧૪-૧૫માં સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું

છે કે મનુષ્યને માટીથી બનાવવામાં આવ્યો છે અને જિન્નોને આગથી. હિજ્ર આ. ૨૭માં સ્પષ્ટતા કરવામાં આવી છે કે જિન્નોને મનુષ્યથી પહેલાં પેદા કરવામાં આવ્યા હતા. અઅ્રાફની આ. ૨૭માં સાફ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે જિન્નો મનુષ્યોને જોઈ શકે છે, પરંતુ મનુષ્યો તેમને જોતા નથી. હિજ્રની આ. ૧૬ થી ૧૮, સાફ્ફાતની આ. ૬ થી ૧૦ અને મુલ્કની આ. ૫માં બતાવવામાં આવ્યું છે કે જિન્ન જો કે આકાશી દુનિયા તરફ ઉડ્ડયન કરી શકે છે, પણ એક સીમાથી આગળ જઈ શકતા નથી. બકરહની આ. ૩૦ થી ૩૪ અને કહ્ફની આ. ૫૦થી જણાય છે કે ધરતીની ખિલાફત (પ્રતિનિધિત્વ, નાયબ-પદ) અલ્લાહે મનુષ્યને આપેલ છે અને મનુષ્યો જિન્નો કરતાં ઉત્તમ મખ્લૂક (સર્જન) છે. કુર્આન એ પણ બતાવે છે કે જિન્નો મનુષ્યોની જેમ અધિકાર ધરાવનાર મખ્લૂક છે તેમજ તેને આજ્ઞાપાલન અને ગુનાવૃત્તિ તથા કુફ્ર (ઇન્કાર, અપકાર) અને ઈમાન અપનાવવાનો એવો જ અધિકાર આપવામાં આવ્યો છે, જેવો મનુષ્યને આપવામાં આવ્યો છે.

કુર્આનમજીદે આ પ્રકારની ઘણી વાતો જિન્નોના સંદર્ભમાં વર્ણવી છે. તેના તે તમામ વર્ણનોથી એ વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે કે જિન્નો પોતાનું એક કાયમી-બાહ્ય અસ્તિત્વ ધરાવે છે અને તે મનુષ્યથી અલગ એક બીજા જ પ્રકારની અદૃશ્ય મખ્લૂક છે.

**ચર્ચાના વિષયો :**

આ સૂરઃમા પ્રથમ આયતથી આયત-૧૫ સુધી એ બતાવવામાં આવ્યું છે કે જિન્નાતોના એક જૂથે કુર્આનમજીદ સાંભળીને તેની શું અસર લીધી અને પછી પાછા જઈને પોતાની કોમના બીજા જિન્નોને શું વાતો કહી. આ અંગેની બધી જ વાતચીત અલ્લાહે નોંધી નથી, બલ્કે માત્ર તે ખાસ-ખાસ વાતો નોંધી છે જે ઉલ્લેખનીય હતી. તે પછી આ. ૧૬ થી ૧૮માં લોકોને સમજાવવામાં આવ્યા છે કે તેઓ શિર્ક છોડી દે અને સન્માર્ગે અડગતાથી ચાલે તો તેમના ઉપર કૃપાઓની વર્ષા થશે, નહીં તો અલ્લાહની મોકલેલ શિખામણથી વિમુખ થવાનું પરિણામ એ હશે કે તેઓ સખત યાતના પામશે. પછી આ. ૧૯ થી ૨૩ સુધી મક્કાના કાફિરોની એ વાત ઉપર નિંદા કરવામાં આવી છે કે જ્યારે રસૂલ—ઈશદૂત અલ્લાહ તરફ આમંત્રણ માટે અવાજ બુલંદ કરે છે તો તેઓ તેમના ઉપર તૂટી પડવા તત્પર બની જાય છે, પછી આ. ૨૪-૨૫માં કાફિરોને સચેત કરવામાં આવ્યા છે કે આજે તેઓ રસૂલને નિઃસહાય જોઈને તેને દબાવવાની કોશિશ કરી રહ્યાં છે, પરંતુ એક સમય આવશે જ્યારે તેમને જણાઈ જશે કે વાસ્તવમાં નિઃસહાય કોણ છે. અંતે લોકોને બતાવવામાં આવ્યું છે કે 'આલિમુલ્-ગૈબ (અદૃશ્યનો જ્ઞાતા) માત્ર અલ્લાહ છે. રસૂલને માત્ર તે જ જ્ઞાન પ્રાપ્ત હોય છે, જે અલ્લાહ તેને આપવા ચાહે છે.





# (૭૨) સૂરઃ અલ-જિન્ન

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૨૮)

**અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.**

૧. હે પયગંબર ! કહો, મારા તરફ વહી મોકલવામાં આવી છે કે
જિન્નાતોના એક જૂથે ધ્યાનપૂર્વક સાંભળ્યું પછી (જઈને પોતાની કોમના
લોકોને) કહ્યું : "અમે એક ખૂબ જ અદ્ભૂત કુર્આન સાંભળ્યું છે
૨. જે સન્માર્ગ તરફ દોરવણી કરે છે તેથી અમે તેના ઉપર ઈમાન લઈ
આવ્યા છીએ અને હવે અમે કદાપિ પોતાના રબ (પ્રભુ) સાથે કોઈને
પણ ભાગીદાર બનાવીશું નહીં."
૩. અને એ કે "અમારા રબની શાન ખૂબ જ ઉચ્ચ અને મહાન છે, તેણે
કોઈને પત્ની કે પુત્ર બનાવ્યા નથી."
૪. અને એ કે "આપણા મૂર્ખ લોકો અલ્લાહ વિષે સત્યથી વિરૂદ્ધ વાતો
કહેતા રહ્યા છે."
૫. અને એ કે "અમે સમજ્યા હતા કે મનુષ્ય અને જિન્નાત કદાપિ અલ્લાહ
વિષે જૂઠ બોલી શકતા નથી."
૬. અને એ કે "મનુષ્યોમાંથી કેટલાક લોકો જિન્નાતોમાંના કેટલાક લોકોનું શરણ
માગતા હતા, આવી રીતે તેમણે જિન્નાતોનો ઘમંડ ખૂબ વધારી દીધો."
૭. અને એ કે "મનુષ્યોએ પણ તે જ અનુમાન કર્યું જેવું તમારું અનુમાન
હતું કે અલ્લાહ કોઈને રસૂલ બનાવીને નહીં મોકલે."
૮. અને એ કે "અમે આકાશને સ્પર્શ કરીને તપાસ્યું તો જણાયું કે તે
ચોકીદારોથી છવાયેલું છે અને ઉલ્કાઓની વર્ષા થઈ રહી છે."
૯. અને એ કે "પહેલાં અમે બાતમી લેવા માટે આકાશમાં બેસવાની જગ્યા
મેળવી લેતા હતા, પરંતુ હવે જે ચોરીછૂપીથી સાંભળવાનો પ્રયાસ
કરે છે તે એક ઉલ્કાને પોતાના માટે લાગમાં બેસેલ જુએ છે."
૧૦. અને એ કે "અમારી સમજમાં આવતું ન હતું કે શું ધરતીવાળાઓ
સાથે કોઈ ખરાબ મામલો કરવાનો ઈરાદો કરવામાં આવ્યો છે કે પછી
તેમનો રબ તેમને સન્માર્ગે દેખાડવા ઇચ્છે છે."
૧૧. અને એ કે "આપણામાંના કેટલાક લોકો સદાચારી છે અને કેટલાક
લોકો એનાથી નિમ્નતર છે, આપણે વિવિધ પંથોમાં વહેંચાયેલા
છીએ."
૧૨. અને એ કે "અમે સમજતા હતા કે ન ધરતી ઉપર આપણે અલ્લાહને
વિવશ કરી શકીએ છીએ અને ન ભાગીને તેને હરાવી શકીએ છીએ."
૧૩. અને એ કે "અમે જ્યારે માર્ગદર્શનની વાત સાંભળી તો અમે તેના ઉપર
ઈમાન લઈ આવ્યા. હવે જે કોઈપણ પોતાના રબ ઉપર ઈમાન લઈ

આવશે તેને કોઈ હક્ક માર્યા જવાનો અને અત્યાચારનો ભય નહીં રહે.''

૧૪. અને એ કે ''આપણામાંથી કેટલાક મુસ્લિમો (અલ્લાહના આજ્ઞાંકિત) છીએ અને કેટલાક સત્યથી ચલિત થઈ ગયેલા. તો જેમણે ઇસ્લામ (આજ્ઞાપાલનનો માર્ગ) અપનાવી લીધો તેમણે મુક્તિનો માર્ગ શોધી લીધો,

૧૫. અને જેઓ સત્યથી ચલિત થયેલા છે તેઓ જહન્નમ (નર્ક)નું ઈંધણ બનવાના છે.''

૧૬. અને (હે પયગંબર ! કહો, મારા ઉપર આ વહી પણ મોકલવામાં આવી છે કે) લોકો જો સત્યમાર્ગ ઉપર દૃઢતાપૂર્વક ચાલ્યા હોત તો અમે તેમને ખૂબ સંતૃપ્ત કરતા

૧૭. જેથી આ કૃપા વડે તેમની પરીક્ષા કરીએ, અને જે પોતાના રબના ઝિક્ર (સ્મરણ)થી વિમુખ બનશે તેનો રબ તેને કઠોર યાતનામાં ગ્રસ્ત કરી દેશે.

૧૮. અને એ કે મસ્જિદો અલ્લાહ માટે છે, તેથી તેમાં અલ્લાહના સાથે કોઈ બીજાને ન પોકારો.

૧૯. અને એ કે જ્યારે અલ્લાહનો બંદો તેને પોકારવા માટે ઊભો થયો તો લોકો તેના ઉપર તૂટી પડવા માટે તૈયાર થઈ ગયા. (રુકૂઅ-૧)

૨૦. હે પયગંબર ! કહો કે, ''હું તો પોતાના રબને પોકારૂં છું અને તેના સાથે કોઈને ભાગીદાર નથી બનાવતો.''

૨૧. કહો, ''હું તમારા માટે ન કોઈ નુકસાનનો અધિકાર ધરાવું છું, ન કોઈ ભલાઈનો.''

૨૨. કહો, ''મને અલ્લાહની પકડમાંથી કોઈ બચાવી શકતું નથી અને ન હું તેના દામન સિવાય કોઈ આશ્રયસ્થાન મેળવી શકું છું.

૨૩. મારૂં કામ એના સિવાય કંઈ નથી કે અલ્લાહની વાત અને તેના સંદેશા પહોંચાડી દઉં. હવે જે પણ અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)ની વાત નહીં માને તેના માટે જહન્નમ (નર્ક)ની આગ છે અને એવા લોકો તેમાં સદૈવ રહેશે.''

૨૪. (આ લોકો પોતાનું આ વર્તન છોડશે નહીં) જ્યાં સુધી કે તે વસ્તુને જોઈ લેશે, જેનો આમની સાથે વાયદો કરવામાં આવી રહ્યો છે, તો તેમને જાણ થઈ જશે કે કોના મદદગાર નિર્બળ છે અને કોનું જૂથ સંખ્યામાં નાનું છે.

૨૫. કહો, ''હું નથી જાણતો કે જે વસ્તુનો વાયદો તમારાથી કરવામાં આવી રહ્યો છે તે નજીક છે અથવા મારો રબ આના માટે કોઈ લાંબી મુદ્દત નિયત કરે છે.

૨૬. તે અદૃશ્યનો જ્ઞાતા છે, પોતાના અદૃશ્યને કોઈના ઉપર પ્રગટ કરતો નથી,

૨૭. સિવાય તે પયગંબરના જેણે તેને (અદૃશ્યનું જ્ઞાન આપવા માટે) પસંદ કરી લીધો હોય, તો તેના આગળ અને પાછળ તે રક્ષકો લગાવી દે છે

૨૮. જેથી તે જાણી લે કે તેમણે પોતાના રબના સંદેશાઓ પહોંચાડી દીધા, અને તેણે તેમના સંપૂર્ણ વાતાવરણને ઘેરામાં લઈ રાખ્યું છે અને એક-એક વસ્તુ તેણે ગણી રાખી છે.'' (રુકૂઅ-૨)



# (૭૩) અલ-મુઝ્ઝમ્મિલ

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'અલ-મુઝ્ઝમ્મિલ'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે. આ માત્ર નામ છે, આના વિષયોનું શીર્ષક નથી.

**ઉતરાણકાળ :**

આ સૂરઃ ના બે રુકૂઅ બે ભિન્ન-ભિન્ન જમાનામાં ઊતર્યા છે :

પ્રથમ રુકૂઅ મક્કી છે, તે સર્વસ્વીકૃત છે. આના વિષયો અને હદીસોની રિવાયતો (કથનો) બંનેથી એ જ વાત જાણવા મળે છે. હવે તે નક્કી કરવાનું રહ્યું કે આ મક્કી જીવનના કયા તબક્કામાં અવતરિત થયેલ છે. આનો જવાબ આપણને રિવાયતો ઉપરથી તો મળતો નથી, પરંતુ આ રુકૂઅના વિષયોમાં રહેલા પુરાવાઓ તેનો સમય નક્કી કરવામાં ઘણાં મદદરૂપ થાય છે.

સૌપ્રથમ આમાં અલ્લાહના રસૂલ—ઈશદૂત (સલ્લ.)ને આદેશ આપવામાં આવ્યો કે આપ રાત્રે ઊઠીને અલ્લાહની બંદગી—ઉપાસના કરતા રહો, જેથી આપના અંદર નબૂવ્વત (પયગંબરી)નું દાયિત્વ-ભાર ઉપાડવાનું સામર્થ્ય પેદા થાય. આના ઉપરથી જણાય છે કે આ આદેશ પયગંબર (સલ્લ.)ની નબૂવ્વતના આરંભિક તબક્કામાં જ ઊતર્યો હશે, જ્યારે અલ્લાહ તરફથી આ પદ માટે આપનું ઘડતર થઈ રહ્યું હતું. તે સાથે એ કે તે સમય સુધી કુર્આનનો ઓછામાં ઓછો એટલો ભાગ ઉતરી ચૂક્યો હતો કે તેની લાંબી કિરાત (પઠન) થઈ શકે.

બીજું, આમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને વિરોધીઓના અતિરેક બદ્દલ ધૈર્ય જાળવવાની શીખ આપવામાં આવી છે. અલ્લાહના રસૂલ (સલ્લ.) ઇસ્લામનો જાહેરમાં પ્રચાર શરૂ કરી ચૂક્યા હતા અને મક્કામાં આપ (સલ્લ.)નો વિરોધ જોર પકડી ગયો હતો.

બીજા રુકૂઅ અંગે, જો કે ઘણાં વિવરણકર્તાઓએ એ વિચાર દર્શાવ્યો છે કે તે પણ મક્કામાં જ ઊતર્યો છે, પરંતુ કેટલાક બીજા વિવરણકર્તાઓએ તેને મદની ઠેરવ્યો છે અને આ રુકૂઅના વિષયો ઉપરથી એ જ વાતને સમર્થન મળે છે, કેમ કે એમાં 'કિતાલ ફી-સબીલિલ્લાહ' (અલ્લાહના માર્ગમાં યુદ્ધ)નું વર્ણન થયું છે, અનિવાર્યપણે ઝકાત આપવાનો આદેશ પણ આપવામાં આવ્યો છે. જેના કારણે ઉપરોક્ત વિચારને સમર્થન મળે છે.

**વિષયવસ્તુ :**

પ્રથમ સાત આયતોમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને આદેશ આપવામાં

આવ્યો છે કે જે મહાન કર્તવ્ય-ભાર આપના ઉપર મૂકવામાં આવ્યો છે, તેનું દાયિત્વ નિભાવવા માટે આપ સ્વયંને તૈયાર કરે અને તેનું વ્યવહારૂ સ્વરૂપ એ બતાવ્યું કે તે માટે રાતોમાં જાગીને અડધી રાત કે તેનાથી થોડી ઓછી કે વધુ નમાઝ પઢ્યા કરો.

આયત-૮ થી ૧૪ સુધી અલ્લાહના રસૂલ (સલ્લ.)ને શિખામણ આપવામાં આવી છે કે બધાથી કપાઈને તે અલ્લાહના બની રહો, જે સમગ્ર સૃષ્ટિનો માલિક અને પાલનહાર છે. પોતાની બધી જ બાબતો તેના હવાલે કરીને સંતુષ્ટ અને નિશ્ચિંત થઈ જાઓ. વિરોધીઓ જે વાતો આપના વિરૂદ્ધ બનાવી રહ્યાં છે, તે માટે ધૈર્ય રાખો, તેમના સાથે વાદ-વિવાદ ન કરો અને તેમનો મામલો અલ્લાહને સુપ્રત કરી દો કે, તે જ તેમના સાથે નિપટારો કરશે.

આ પછી આયત-૧૫ થી ૧૯ સુધી મક્કાના તે લોકોને જે અલ્લાહના રસુલ (સલ્લ.)નો વિરોધ કરી રહ્યા હતા, ચેતવવામાં આવ્યા છે કે અમે એવી જ રીતે તમારા તરફ એક રસૂલ મોકલ્યો છે, જેવી રીતે ફિરઔન તરફ મોકલ્યો હતો, તો પછી જોઈ લો, જ્યારે ફિરઔને અલ્લાહના રસૂલની વાત ન માની તો તેનો શું અંજામ આવ્યો. માની લો કે દુનિયામાં તમારા ઉપર કોઈ યાતના ન આવી તો કયામતના દિવસે તમે કુફ્રની સજાથી કેવી રીતે બચી નીકળશો ?

બીજા રુકૂઅમાં 'તહજ્જુદ'ની નમાઝ અંગે તે પ્રારંભિક આદેશમાં ઘટાડો કરી દીધો, જે પહેલા રુકૂઅની શરૂઆતમાં આપવામાં આવ્યો હતો. હવે એ આદેશ આપવામાં આવ્યો છે કે જ્યાં સુધી 'તહજ્જુદ'ની નમાઝનો પ્રશ્ન છે, તે જેટલી સરળતાથી પઢી શકાતી હોય પઢી લો, પરંતુ મુસલમાનોએ ખરૂં પાલન જે વસ્તુનું કરવાનું છે, તે એ છે કે પાંચ વખતની ફર્ઝ (અનિવાર્ય) નમાઝો પૂરેપૂરી નિયમિતતા સાથે કાયમ કરે, ઝકાતની ફરજ બરાબર અદા કરે અને અલ્લાહના માર્ગમાં પોતાનું ધન શુદ્ધ ઇરાદાથી ખર્ચે. અંતે મુસલમાનોને શિખામણ આપવામાં આવી છે કે જે ભલાઈના કામો તમે દુનિયામાં કરશો તે વ્યર્થ જશે નહીં, બલ્કે અલ્લાહને ત્યાં તમને તેનું ઘણું મોટું વળતર મળશે.



# (૭૩) સૂરઃ અલ-મુઝ્ઝમ્મિલ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૨૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે ઓઢી-લપેટીને સૂવાવાળા !
૨. રાત્રે નમાઝમાં ઊભા રહેવાનું રાખો પરંતુ ઓછું,
૩. અડધી રાત, અથવા તેનાથી થોડુંક ઓછું કરી લો,
૪. અથવા તેનાથી થોડુંક વધારી લો, અને કુર્આન સારી રીતે થોભી-થોભીને પઢો.
૫. અમે તમારા ઉપર એક ભારે વાણી અવતરિત કરવાના છીએ.
૬. હકીકતમાં રાત્રે ઊઠવું મન ઉપર કાબૂ મેળવવા માટે ખૂબ જ અસરકારક અને કુર્આન ખરૂં પઢવા માટે વધુ યોગ્ય છે.
૭. દિવસના સમયમાં તો તમારા માટે ખૂબ જ વ્યસ્તતાઓ છે.
૮. પોતાના રબના નામનું સ્મરણ કરતા રહો અને બધાથી કપાઈને તેના જ બનીને રહો.
૯. તે પૂર્વ અને પશ્ચિમનો માલિક છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, આથી તેને જ તમારો વકીલ (કર્તાહર્તા) બનાવી લો.
૧૦. અને જે વાતો આ લોકો બનાવી રહ્યા છે તેના ઉપર ધૈર્ય રાખો અને સજ્જનતાપૂર્વક તેમનાથી અલગ થઈ જઓ.
૧૧. આ ખોટું ઠેરવનારા સુખ-સંપન્ન લોકોથી નીપટવાનું કામ તમે મારા ઉપર છોડી દો અને તેમને જરા થોડી વાર માટે આ જ સ્થિતિમાં રહેવા દો.
૧૨. અમારા પાસે (આમના માટે) ભારે બેડીઓ છે અને ભડકે બળતી આગ
૧૩. અને ગળામાં ફંસાઈ જાય તેવો ખોરાક અને પીડાકારી યાતના.
૧૪. આ બધું તે દિવસે થશે જ્યારે ધરતી અને પર્વતો ધ્રુજી ઉઠશે અને પર્વતોની હાલત એવી થઈ જશે જાણે રેતીના ઢગલા છે જે વિખેરાતા જઈ રહ્યા છે.
૧૫. તમારા તરફ અમે તેવી જ રીતે એક પયગંબર તમારા ઉપર સાક્ષી બનાવીને મોકલ્યો છે જેવી રીતે અમે ફિરઔન તરફ એક પયગંબર મોકલ્યો હતો.
૧૬. (પછી જોઈ લો જ્યારે) ફિરઔને તે પયગંબરની વાત ન માની તો અમે તેને ખૂબ જ સખતાઈથી પકડી લીધો.
૧૭. જો તમે માનવાનો ઇન્કાર કરશો તો તે દિવસે કેવી રીતે બચશો જે બાળકોને વૃદ્ધ કરી દેશે,
૧૮. અને જેની સખતાઈથી આકાશ ફાટી જતું હશે ? અલ્લાહનો વાયદો તો પૂરો થઈને જ રહેવાનો છે.

૧૯. આ એક બોધ છે, હવે જેનું મન ચાહે પોતાના રબ તરફ જવાનો માર્ગ અપનાવી લે. (રુકૂઅ-૧)

૨૦. હે પયગંબર ! તમારો રબ (પ્રભુ) જાણે છે કે તમે ક્યારેક બે-તૃતિયાંશ રાત જેટલુ અને ક્યારેક અડધી રાત અને ક્યારેક એક-તૃતિયાંશ રાત બંદગીમા ઊભા રહો છો અને તમારા સાથીઓમાંથી પણ એક જૂથ આવુ કરે છે. અલ્લાહ જ રાત અને દિવસના સમયનો હિસાબ રાખે છે, તેને ખબર છે કે તમે સમયની બરાબર ગણત્રી કરી શકતા નથી, આથી તેણે તમારા ઉપર મહેરબાની કરી, હવે જેટલું કુર્આન સરળતાથી પઢી શકો તેટલુ પઢવાનુ રાખો. તેને ખબર છે કે તમારામાંથી કેટલાક બીમાર હશે, કેટલાક બીજા લોકો અલ્લાહની કૃપા (આજીવિકા)ની શોધમાં મુસાફરી કરે છે, અને કેટલાક અન્ય લોકો અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરે છે. તો જેટલુ કુર્આન સરળતાથી પઢી શકાય તેટલું પઢી લેવાનું રાખો, નમાઝ કાયમ કરો, ઝકાત આપો, અને અલ્લાહને સારું ઋણ આપતા રહો. જે કંઈ ભલાઈ તમે પોતાના માટે આગળ મોકલશો તેને અલ્લાહને ત્યાં મોજૂદ જોશો, તે જ વધુ સારું છે અને તેનો બદલો ઘણો મોટો છે. અલ્લાહ પાસે ક્ષમાયાચના કરતા રહો, નિઃશંક અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૨)



# (૭૪) અલ-મુદ્દસ્સિર

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'અલ-મુદ્દસ્સિર'ને આ સૂરઃનું નામ ઠેરવવામાં આવ્યું છે. આ પણ માત્ર નામ છે, વિષયોનું શીર્ષક નથી.

**ઉતરાણકાળ :**

આની પહેલી સાત આયતો મક્કાના તદ્દન શરૂના તબક્કામાં ઊતરેલી છે. પ્રથમ વહી જે પયગંબર (સલ્લ.) ઉપર ઊતરી તે 'ઇકરા બિસ્મિ રબ્બિકલ્લઝી ખલક'થી 'માલમ યઅ્લમ' સુધી છે. આ પ્રથમ વહી પછી થોડા સમય સુધી નબી (સલ્લ.) ઉપર કોઈ વહી ઊતરી નથી, આ વહીના અંતરાળના કાળનો ઉલ્લેખ કરતાં નબી (સલ્લ.) પોતે ફરમાવ્યું છે કે, ''એક દિવસે હું રસ્તામાંથી પસાર થઈ રહ્યો હતો. એકાએક મેં આકાશમાંથી એક અવાજ સાંભળ્યો, માથું ઊંચું કર્યું તો જોયું કે તે જ ફરિશ્તો જે હિરાની ગુફામાં મારા પાસે આવ્યો હતો, આકાશ અને ધરતી વચ્ચે એક ખુરશી ઉપર બેસેલો છે. હું આ જોઈને ખૂબ જ ભયભીત થઈ ગયો અને ઘરે પહોંચીને મેં કહ્યું મને ઓઢાડો, મને ઓઢાડો. આથી ઘરવાળાઓએ મારા ઉપર ધાબળો ઓઢાડી દીધો. તે વખતે અલ્લાહે વહી ઉતારી 'યા ઐયુહલ્ મુદ્દસ્સિર..' પછી સળંગ મારા ઉપર વહીનું અવતરણ શરૂ થઈ ગયું.'' (બુખારી, મુસ્લિમ, મુસ્નદે અહમદ, ઇબ્ને જરીર) સૂરઃનો શેષ ભાગ આ. ૮ થી અંત સુધી તે વખતે ઊતર્યો, જ્યારે ઇસ્લામનો જાહેરમા પ્રચાર શરૂ થઈ ગયા પછી મક્કામાં પહેલી વખત હજ્જનો પ્રસંગ આવ્યો.

**વિષયવસ્તુ :**

પ્રથમ વહીમાં, જે સૂરઃ અલકની પ્રારંભિક પાંચ આયતો ઉપર આધારિત હતી, આપ (સલ્લ.)ને એ બતાવવામાં ન આવ્યું કે આપ કયા મહાન કામ ઉપર નિયુક્ત કરવામાં આવ્યા છે અને આગળ આપને શું કરવાનું છે, બલ્કે માત્ર એક પ્રારંભિક પરિચય આપીને આપને થોડા સમય સુધી છોડી દેવાયા હતા, જેથી આપના ઉપર જે ભારે બોજ આ પ્રથમ અનુભવથી પડ્યો છે, તેની અસર દૂર થઈ જાય અને આપ માનસિક રીતે આગામી વહી ગ્રહણ કરવા અને નબૂવ્વતનું કર્તવ્ય સંભાળવા તૈયાર થઈ જાઓ. આ વિરામ પછી જ્યારે પુનઃ વહીના અવતરણનો ક્રમ શરૂ થયો તો આ સૂરઃની શરૂની સાત આયતો અવતરિત કરવામાં આવી અને એમાં પ્રથમ જ વખત આપને એ આદેશ આપવામાં આવ્યો કે આપ ઊઠે અને માનવતાને તે વર્તનના પરિણામથી ડરાવે, જેના ઉપર તે ચાલી રહી છે, અને આ દુનિયામા, ખુદાની મહાનતાની ઘોષણા કરે. તે સાથે આપને આદેશ આપવામાં આવ્યો કે હવે જે કામ આપને કરવાનું છે, તેનો તકાદો એ છે કે આપનું જીવન દરેક રીતે વિશુદ્ધ, પૂર્ણ નિખાલસતા અને સંપૂર્ણ ધૈર્ય અને ઈશ-પ્રસન્નતાનો આદર્શ હોય. અલ્લાહના આ આદેશની બજવણીમાં જ્યારે પયગંબરે

(સલ્લ.)એ ઇસ્લામનું પ્રચાર-કાર્ય શરૂ કર્યું તો મક્કામાં ખળભળાટ મચી ગયો અને વિરોધનું એક તોફાન ચઢી આવ્યું. થોડા મહિનાઓ આ સ્થિતિમાં ગયા હતા કે હજ્જનો જમાનો આવી ગયો. કુરૈશના આગેવાનોએ એ અંદેશાથી કે ક્યાંક બહારથી આવનારા હાજીઓ ઇસ્લામના પ્રચારથી પ્રભાવિત ન થઈ જાય, એક સભા ભરી, જેમાં નક્કી કર્યું કે હાજીઓના આવતાં જ તેમનામાં પયગંબર (સલ્લ.) વિરૂદ્ધ પ્રોપેગન્ડા શરૂ કરી દેવામાં આવે. તેના ઉપર સર્વાનુમતિ થઈ ગયા પછી વલીદ બિન મુગીરાએ ઉપસ્થિત જનોને કહ્યું કે જો તમે મુહમ્મદ (સલ્લ.) વિષે જુદી જુદી વાતો લોકોને કહી, તો આપણા સૌનો વિશ્વાસ ઊઠી જશે. તેથી કોઈ એક વાત નક્કી કરી લો કે જે બધા એકમતથી કહે. તેના ઉપર કોઈએ આપ (સલ્લ.)ને જ્યોતિષ, કોઈએ ઉન્માદી અને પાગલ, કોઈએ શાયર-કવિ અને કોઈએ જાદુગર કહેવાનો પ્રસ્તાવ મૂક્યો. પરંતુ વલીદ તેમનો દરેક પ્રસ્તાવ રદ કરતો ગયો. પછી તેણે કહ્યું કે આ વાતોમાંથી કોઈ વાત પણ તમે કરશો, લોકો તેને અનુચિત આરોપ સમજશે. ખુદાના સોગંદ ! આ વાણીમાં ખૂબ મધુરતા છે, તેના મૂળ ખૂબ ઊંડા અને તેની ડાળો ફળાઉ છે. છેવટે અબુજહલના આગ્રહથી તે સ્વયં વિચાર કરીને બોલ્યો, સૌથી નજીકની વાત, જે કહી શકાય છે તે એ છે કે તમે આરબોને કહો કે આ માણસ જાદુગર છે, તે એવી વાણી પ્રસ્તુત કરી રહ્યો છે જે માણસને તેના પિતા, ભાઈ, પત્ની-બાળકો અને સમગ્ર કુટુંબથી અલગ કરી નાખે છે. વલીદની આ વાતને સૌએ સ્વીકારી લીધી અને હજ્જ વખતે તે પ્રમાણે ભરપૂર દુષ્પ્રચાર કરવામાં આવ્યો. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે કુરૈશે પયગંબર (સલ્લ.)નું નામ સ્વયં ખૂબ પ્રચલિત કરી દીધું. (સિરત ઇબ્ને હિશામ, ભા-૧, પૃ. ૨૮૬-૨૮૮) આ જ પ્રસંગ છે જેના ઉપર આ સૂરઃના બીજા ભાગમાં સમીક્ષા કરવામાં આવી છે. તેના વિષયોનો ક્રમ આ છે : આ. ૮ થી ૧૦ સુધી સત્યનો ઇન્કાર કરનારાઓને તેમના ખરાબ અંજામથી ચેતવવામાં આવ્યા છે. આ. ૧૧ થી ૨૬ સુધી વલીદ બિન મુગીરાનું નામ લીધા વિના એ બતાવવામાં આવ્યું છે કે અલ્લાહે આ માણસને કેટલી કૃપાઓ પ્રદાન કરી હતી અને તેનો જવાબ તેણે સત્ય-દુશ્મની દ્વારા આપ્યો છે. પોતાના આ દુષ્કૃત્ય પછી પણ આ માણસ ઇચ્છે છે કે તેને વધુ ઇનામોથી નવાજવામાં આવે, જો કે હવે તે ઇનામને નહીં, નર્કની યાતનાને પાત્ર બની ચૂક્યો છે. તે પછી આ. ૨૭ થી ૪૮ સુધી જહન્નમ (નર્ક)ની ભયાનકતાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને એ બતાવવામાં આવ્યું છે કે કેવા ચરિત્ર અને વ્યક્તિત્વના લોકો તેના હક્કદાર છે. પછી આ. ૪૯ થી ૫૩માં કાફિરોના રોગનું મૂળ બતાવી દેવામાં આવ્યું છે કે તેઓ આખિરતથી નીડર છે તેથી આ કુર્આનથી ભાગે છે અને ઈમાન માટે જાત-જાતની તર્કવિહીન શરતો મૂકી રહ્યાં છે. અંતે સ્પષ્ટપણે ફરમાવી દેવામાં આવ્યું છે કે અલ્લાહને કોઈના ઈમાનની કોઈ જરૂર નથી પડી ગઈ કે તે તેની શરતો પૂરી કરતો રહે. કુર્આન એક જાહેર શિખામણ છે જે સૌના સામે પ્રસ્તુત કરી દેવામાં આવેલ છે. હવે જેનું મન ચાહે તે એને સ્વીકારી લે.



## (૭૪) સૂરઃ અલ-મુદસ્સિર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૫૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે ઓઢી-લપેટીને આરામ કરનારા !

૨-૩. ઊઠો અને સચેત કરો ! અને પોતાના રબની મહાનતાની ઘોષણા કરો.

૪-૫. અને પોતાના કપડાં સ્વચ્છ રાખો, અને ગંદકીથી દૂર રહો

૬. અને ઉપકાર ન કરો વધુ પ્રાપ્ત કરવા માટે.

૭. અને પોતાના રબ (પ્રભુ) કાજે ધૈર્ય રાખો.

૮. સારૂં, જ્યારે રણશિંગામાં ફૂંક મારવામાં આવશે,

૯. તે દિવસ ખૂબ જ ભારે દિવસ હશે,

૧૦. ઇન્કાર કરનારાઓ માટે હળવો નહીં હોય.

૧૧. છોડી દો મને અને તે વ્યક્તિને જેણે મેં એકલો જ પેદા કર્યો,

૧૨-૧૩. ખૂબ ધન તેને આપ્યું, તેના સાથે હાજર રહેનાર પુત્રો આપ્યા,

૧૪. અને તેના માટે સત્તાનો માર્ગ સરળ કર્યો,

૧૫. પછી તે લાલચ રાખે છે કે હું તેને હજુ વધારે આપું.

૧૬. કદાપિ નહીં, તે અમારી આયતો સાથે વૈમનસ્ય રાખે છે.

૧૭. હું તો તેને ટૂંક સમયમાં જ એક કઠણ ચઢાણ ચઢાવીશ.

૧૮. તેણે વિચાર્યું અને કંઈક વાત બનાવવાની કોશિશ કરી.

૧૯. તો અલ્લાહની માર તેના ઉપર ! કેવી વાત બનાવવાની કોશિશ કરી.

૨૦. હા, અલ્લાહની માર, તેના ઉપર ! કેવી વાત બનાવવાની કોશિશ કરી.

૨૧. પછી (લોકો તરફ) જોયું.

૨૨. પછી કપાળ ઉપર વળ ચઢાવ્યા અને મોઢું બગાડ્યું.

૨૩. પછી પાછો ફર્યો અને ઘમંડમાં પડી ગયો.

૨૪. છેવટે બોલ્યો કે આ કંઈ નથી, પરંતુ એક જાદુ, જે પહેલાંથી ચાલ્યો આવે છે,

૨૫. આ તો એક મનુષ્યની વાણી છે.

૨૬. ટૂંક સમયમાં જ હું તેને દોજખ (નર્ક)માં ઝોકી દઈશ.

૨૭. અને તમે શું જાણો કે શું છે તે દોજખ (નર્ક) ?

૨૮. ન બાકી રાખે, ન છોડે.

૨૯. ચામડી બાળી મૂકનારી.

૩૦. ઓગણીસ કાર્યકર્તાઓ તેના ઉપર નિયુક્ત છે —

૩૧. અમે દોજખના આ કાર્યકર્તાઓ ફરિશ્તાઓને બનાવ્યા છે અને તેમની સંખ્યા ઇન્કાર કરનારાઓ માટે અજમાયશ બનાવી દીધી છે, જેથી ગ્રંથવાળાઓને વિશ્વાસ આવી જાય અને ઈમાન લાવનારાઓના

ઈમાનમાં વૃદ્ધિ થાય, અને ગ્રંથવાળા તથા ઈમાનવાળાઓ કોઈ સંદેહમાં ન રહે, અને હૃદયના રોગીઓ અને ઈન્કાર કરનારાઓ એમ કહે કે અલ્લાહનો આ અજબ વાતથી શું આશય હોઈ શકે છે. આમ, અલ્લાહ જેને ચાહે છે પથભ્રષ્ટ કરી દે છે અને જેને ચાહે છે સીધો માર્ગ દેખાડી દે છે. અને તારા રબના લશ્કરોને સ્વયં તેના સિવાય કોઈ જાણતું નથી — અને આ દોજખનો ઉલ્લેખ એના સિવાય બીજા કોઈ આશયથી કરવામાં આવ્યો નથી કે લોકોને એનાથી બોધ પ્રાપ્ત થાય. (રકૂઅ-૧)

૩૨-૩૩. કદાપિ નહીં, સોગંદ છે ચંદ્રના ! અને રાત્રિના, જ્યારે તે પાછી ફરે છે

૩૪. અને પ્રભાતના, જ્યારે તે પ્રકાશિત થાય છે,

૩૫. આ દોજખ પણ મોટી વસ્તુઓમાંથી એક છે,

૩૬. મનુષ્યો માટે ચેતવણી, તમારામાંથી તે દરેકને માટે ચેતવણી

૩૭. જે આગળ વધવા ચાહે અથવા પાછળ રહી જવા માગે.

૩૮. દરેક વ્યક્તિ પોતાની કમાણી સામે ગીરો છે.

૩૯. જમણી બાજુવાળાઓ સિવાય

૪૦-૪૧. જેઓ જન્નતોમાં હશે. તેઓ અપરાધીઓને પૂછશે

૪૨. ‘‘તમને કઈ વસ્તુ દોજખમાં લઈ ગઈ ?’’

૪૩. તેઓ કહેશે, ‘‘અમે નમાઝ પઢનારાઓમાંથી ન હતા,

૪૪. અને ગરીબોને ભોજન કરાવતા ન હતા,

૪૫. અને સત્યના વિરૂદ્ધ વાતો બનાવનારાઓના સાથે મળીને અમે પણ વાતો બનાવવા લાગતા હતા,

૪૬. અને બદલાના દિવસને ખોટું ઠેરવતા હતા,

૪૭. ત્યાં સુધી કે તે નિશ્ચિત વસ્તુનો અમારે સામનો કરવો પડ્યો.’’

૪૮. તે વખતે ભલામણ કરનારાઓની કોઈ ભલામણ તેમના કામમાં આવશે નહીં.

૪૯. છેવટે આ લોકોને થઈ શું ગયું છે કે આ લોકો આ શિખામણથી મોઢું ફેરવી રહ્યા છે,

૫૦-૫૧. જાણે આ લોકો જંગલી ગધેડાં છે ! જે સિંહથી ડરીને ભાગી નીકળ્યા છે.

૫૨. બલ્કે આમનામાંથી દરેક એવું ઇચ્છે છે કે તેના નામે ખૂલ્લા પત્રો મોકલવામાં આવે.

૫૩. કદાપિ નહીં, ખરી વાત એ છે કે આ લોકો આખિરત (પરલોક)નો ભય રાખતા નથી.

૫૪. કદાપિ નહીં, આ તો એક શિખામણ છે,

૫૫. હવે જેનું મન ચાહે એનાથી બોધ પ્રાપ્ત કરી લે.

૫૬. અને આ લોકો કોઈ બોધ પ્રાપ્ત કરશે નહીં સિવાય કે અલ્લાહ જ આવું ચાહે. તે આનો હકદાર છે કે તેનાથી ડર રાખવામાં આવે અને તે એને યોગ્ય છે કે (ડરવાવાળાઓને) ક્ષમા કરી દે. (રુકૂઅ-૨)



# (૭૫) અલ-કિયામહ

## પરિચય

**નામ :**

પહેલી આયતના શબ્દ ‘અલ્ કિયામહ’ને સૂરઃનું નામ ઠેરવવામાં આવ્યું છે અને આ માત્ર નામ જ નથી, બલ્કે આ સૂરઃનું શીર્ષક પણ છે, કેમ કે આમાં કયામત (મહાપ્રલય પછી પુનર્જીવન) અંગે ચર્ચા કરવામાં આવી છે.

**ઉતરાણકાળ :**

આના વિષયમાં એવો આંતરિક પુરાવો મોજૂદ છે જેના ઉપરથી જણાય છે કે આ તદ્દન આરંભિક તબક્કામાં ઊતરેલી સૂરઃઓ પૈકી છે. આયત ૧૫ પછી એકાએક વાતનો ક્રમ તોડીને અલ્લાહના રસૂલ (સલ્લ.)ને કહેવામાં આવે છે કે ‘‘આ વહી જલ્દી-જલ્દી યાદ કરી લેવા માટે પોતાની જીભને ચલાવો નહીં, એને યાદ કરાવી દેવાની અને પઢાવી દેવાની જવાબદારી અમારા શિરે છે, આથી જ્યારે અમે આને પઢી રહ્યા હોઈએ, ત્યારે તમે આ વાણીને ધ્યાનપૂર્વક સાંભળતા જાઓ, પછી એનો અર્થ સમજાવી દેવાનું પણ અમારા શિરે છે.’’ આના ઉપરથી જણાય છે કે આ પ્રસંગ તે સમયનો છે, જ્યારે આપ (સલ્લ.)ને વહીના અવતરણનો નવો-નવો અનુભવ થઈ રહ્યો હતો અને હજુ આપને વહી ગ્રહણ કરવાની ટેવ સારી રીતે પડી ન હતી. કુર્આનમજીદમાં આના બે દૃષ્ટાંતો બીજા પણ મળે છે : એક, સૂરઃ તાહામાં આ. ૧૧૪ અને બીજું, સૂરઃ આ’લામાં, જ્યાં પયગંબર (સલ્લ.)ને સાંત્વના આપવામાં આવી છે કે ‘‘અમે ટૂંકમાં તમને પઢાવી દઈશું, પછી તમે ભૂલશો નહીં.’’ (આ. ૬) પછી જ્યારે નબી (સલ્લ.)ને વહી ગ્રહણ કરવાનો સારો મહાવરો પડી ગયો તો આવી શિખામણ આપવાની કોઈ જરૂરત રહી નહીં. આ જ કારણે કુર્આનમાં આ ત્રણ સ્થળો સિવાય આનું બીજું કોઈ દૃષ્ટાંત મળતું નથી.

**વિષય :**

અહીંથી કુર્આને-કરીમના અંત સુધી જે સૂરઃઓ જોવા મળે છે, તેમાંથી ઘણીખરી પોતાના વિષય અને વર્ણન-શૈલી ઉપરથી તે જમાનામાં અવતરિત થયેલી જણાય છે, જ્યારે સૂરઃ મુદસ્સિરની શરૂઆતની સાત આયતો પછી કુર્આનના ઉતરાણનો ક્રમ વર્ષાની જેમ શરૂ થઈ ગયો હતો. આ સૂરઃમાં આખિરત (પરલોક)ના ઈન્કાર કરનારાઓને સંબોધીને તેમના એક-એક વાંધા અને એક-એક સંદેહનો જવાબ આપવામાં આવ્યો છે, ખૂબ મજબૂત દલીલો સાથે કયામત અને આખિરતની શક્યતા, તેના ઘટિત થવાના અને બનવાના પૂરાવાઓ આપવામાં આવ્યા છે, અને એ પણ સ્પષ્ટપણે બતાવી દેવામાં આવ્યું છે કે જે

લોકો આખિરતનો ઇન્કાર કરે છે, તેમના ઇન્કારનું મૂળ કારણ એ નથી કે તેમની બુદ્ધિ તેને અશક્ય સમજે છે, બલ્કે તેનું અસલ પ્રેરક-બળ એ છે કે તેમની મનોચ્છાઓ તેને માનવા નથી માગતી. તે સાથે લોકોને સાવધાન કરી દેવામાં આવ્યા છે કે જે સમયના આગમનનો તમે ઇન્કાર કરી રહ્યાં છો, તે આવીને રહેશે, તમારૂં બધું કર્યું-કરાવ્યું તમારા સામે લાવીને મૂકી દેવામાં આવશે, અને વાસ્તવમાં તો પોતાની કર્મનોંધ જોયા પહેલાં તમારા પૈકી દરેક વ્યક્તિને સ્વયં ખબર હશે કે તે દુનિયામાં શું કરીને આવ્યો છે.





# (૭૫) સૂરઃ અલ-કિયામહ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૪૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. નહીં, હું સોગંદ ખાઉં છું કયામત (પુનરુજ્જીવન)ના દિવસના !

૨. અને નહીં, હું સોગંદ ખાઉં છું ઠપકો આપનાર અંતરાત્માના !

૩. શું મનુષ્ય એમ સમજે છે કે અમે તેના હાડકાંને એકત્રિત કરી નહીં શકીએ ?

૪. શા માટે નહીં ? અમે તો તેના આંગળાના ટેરવા સુદ્ધાં બરાબર બનાવી દેવા માટે સમર્થ છીએ.

૫. પરંતુ મનુષ્ય એમ ઇચ્છે છે કે આગળ પણ દુરાચાર કરતો રહે.

૬. પૂછે છે, ''છેવટે ક્યારે આવવાનો છે તે કયામત (પુનરુજ્જીવન)નો દિવસ ?''

૭-૮. પછી જ્યારે આંખો પથરાઈ જશે અને ચંદ્ર પ્રકાશહીન થઈ જશે

૯. અને સૂર્ય અને ચંદ્રને મેળવીને એક કરી દેવામાં આવશે

૧૦. તે વખતે આ જ મનુષ્ય કહેશે, ''ક્યાં ભાગીને જાઉં ?''

૧૧. કદાપિ નહીં, ત્યાં કોઈ શરણ લેવાનું સ્થાન નહીં હોય,

૧૨. તે દિવસે તારા રબ (પ્રભુ)ના જ સામે જઈને થોભવું પડશે.

૧૩. તે દિવસે મનુષ્યને તેનું સઘળું આગળ-પાછળનું કર્યું-કરાવ્યું બતાવી દેવામાં આવશે.

૧૪. બલ્કે મનુષ્ય સ્વયં જ પોતાની જાતને સારી રીતે જાણે છે,

૧૫. ભલે તે ગમે તેટલા બહાના રજૂ કરે —

૧૬. હે પયગંબર ! આ વહી (દિવ્ય પ્રકાશના)ને જલ્દી-જલ્દી યાદ કરી લેવા માટે પોતાની જીભ હલાવો નહીં,

૧૭. આને યાદ કરાવી દેવું અને પઢાવી દેવું અમારા શિરે છે,

૧૮. તેથી જ્યારે અમે આને પઢી રહ્યા હોઈએ ત્યારે આના પઢવાને ધ્યાનપૂર્વક સાંભળતા રહો,

૧૯. પછી આનો અર્થ સમજાવી દેવો પણ અમારા શિરે છે

૨૦. કદાપિ નહીં, મૂળ વાત એ છે કે તમે લોકો તત્કાળ પ્રાપ્ત થનારી વસ્તુ (અર્થાત્ દુનિયા-આલોક)થી પ્રેમ રાખો છો

૨૧. અને આખિરત (પરલોક)ને ત્યજી દો છો.

૨૨. તે દિવસે કેટલાક ચહેરા તાજગીભર્યા અને પ્રફુલ્લિત હશે,

૨૩. પોતાના રબ તરફ જોઈ રહ્યા હશે.

૨૪. અને કેટલાક ચહેરા ઉદાસ હશે

૨૫. અને સમજી રહ્યા હશે કે તેમના સાથે કેડ ભાંગી નાખે તેવું વર્તન થવાનું છે.

૨૬. કદાપિ નહીં, જ્યારે જીવ ગળા સુધી પહોંચી જશે,

૨૭. અને કહેવામાં આવશે કે છે કોઈ મંત્ર-તંત્ર કરવાવાળો,
૨૮. અને માણસ સમજી લેશે કે આ દુનિયાથી જુદાઈનો સમય છે,
૨૯. અને પિંડી સાથે પિંડી જોડાઈ જશે,
૩૦. તે દિવસ હશે તારા રબ તરફ પ્રસ્થાનનો. (રૂકૂઅ-૧)
૩૧. પરંતુ તેણે ન સાચું માન્યું, ન નમાઝ પઢી,
૩૨. બલ્કે ખોટું ઠેરવ્યું અને મોઢું ફેરવી ગયો,
૩૩. પછી અકડાઈ કરતો પોતાના કુટુંબીજનો તરફ ચાલી નીકળ્યો.
૩૪. આ વર્તણૂક તારા જ માટે યોગ્ય છે, અને તને જ શોભે છે.
૩૫. હા, આ વર્તણૂક તારા જ માટે યોગ્ય છે, અને તને જ શોભે છે.
૩૬. શું મનુષ્યએ એમ સમજી લીધું છે કે તેને આમ જ નિરર્થક છોડી દેવામાં આવશે ?
૩૭. શું તે એક તુચ્છ પાણીનું વીર્ય ન હતો જે (માતાના ગર્ભાશયમાં) ટપકાવવામાં આવે છે ?
૩૮. પછી તે એક માંસનો લોચો બન્યો, પછી અલ્લાહે તેનું શરીર બનાવ્યું અને તેના અંગો સપ્રમાણ કર્યા,
૩૯. પછી તેના વડે પુરુષ અને સ્ત્રીની બે જાતો બનાવી.
૪૦. શું તે એવું કરવા માટે સમર્થ નથી કે મૃત્યુ પામેલાઓને પુનઃ સજીવન કરી દે ? (રૂકૂઅ-૨)



# (૭૬) અદ્-દહ્ર

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ 'અદ્દહ્ર' પણ છે અને 'અલ્ ઇન્સાન' પણ. બંને નામ પ્રથમ આયતના શબ્દો 'હલઅતા અલલ્ ઇન્સાનિ' અને 'હીનુમ્મિનદ્દહ્ર' ઉપરથી લેવામાં આવ્યા છે.

**ઉતરાણકાળ :**

મોટા ભાગના વિવરણકર્તાઓ આને મક્કી ગણે છે. પરંતુ કેટલાક વિવરણકર્તાઓ સમગ્ર સૂરઃને મદની કહે છે, અને કેટલાકનું કથન એ છે કે આ સૂરઃ છે તો મક્કી, પરંતુ આ. ૮ થી ૧૦ મદીનામાં અવતરિત થઈ છે. જ્યાં સુધી આ સૂરઃના વિષયો તથા વર્ણન-શૈલીને સંબંધ છે, તે મદની સૂરઃના વિષયો અને વર્ણન શૈલીથી ઘણાં જુદા છે, બલ્કે તેના ઉપર વિચારતાં તો સ્પષ્ટ જણાય છે કે આ સૂરઃ ન માત્ર મક્કી છે, બલ્કે મક્કાના પણ તે તબક્કામાં ઊતરી છે જે સૂરઃ મુદ્દસ્સિરની શરૂની સાત આયતો પછી શરૂ થયો હતો.

**વિષયવસ્તુ :**

આ સૂરઃનો વિષય મનુષ્યને દુનિયામાં તેની સાચી હેસિયતથી માહિતગાર કરવાનો અને એ બતાવવાનો છે કે જો તે પોતાની આ સ્થિતિને બરાબર સમજીને કૃતજ્ઞતાનું વલણ અપનાવે તો તેનું પરિણામ શું થશે અને કુફ્ર (ઇન્કાર)ના માર્ગ ઉપર ચાલે તો કેવું પરિણામ ભોગવવું પડશે. આમાં સૌપ્રથમ મનુષ્યને યાદ દેવડાવવામાં આવ્યું છે કે એક સમય એવો હતો જ્યારે તે કશું ન હતો, પછી એક મિશ્રિત વીર્યથી તેની એવી તુચ્છ શરૂઆત કરવામાં આવી, જે આગળ જઈને આ ધરતી ઉપર 'અશરફુલ મખ્લુકાત' (શ્રેષ્ઠ સર્જન) બન્યો. તે પછી મનુષ્યને સાવધાન કરવામાં આવ્યો કે અમે તમને દુનિયામાં મોકલીને તારી પરીક્ષા લેવા ઇચ્છીએ છીએ. તેથી અન્ય સર્જનોની સરખામણીમાં તને સૂઝ-બૂઝવાળો બનાવવામાં આવ્યો છે અને તારા સામે શુક્ર (કૃતજ્ઞતા) અને કુફ્ર (ઇન્કાર, અપકાર)ના બન્ને માર્ગ ખોલીને મૂકી દીધા. પછી માત્ર એક આયતમાં ચોખ્ખી વાત બતાવી દેવામાં આવી કે જે લોકો આ પરીક્ષામાંથી કાફિર (ઇન્કાર કરનાર) બનીને નીકળશે, તેમને આખિરતમાં શું અંજામ જોવો પડશે. પછી આ. ૫ થી ૨૨ સુધી સળંગ તે ઇનામોની વિગતો વર્ણવવામાં આવી છે, જેનાથી તે લોકો પોતાના માલિકને ત્યાં નવાજવામાં આવશે, જેમણે અહીં બંદગીનો હક અદા કર્યો છે. આ આયતોમાં માત્ર તેમના શ્રેષ્ઠ બદલા દર્શાવવા ઉપર જ સંતોષ માનવામાં આવ્યો નથી, બલ્કે ટૂંકમાં એ પણ બતાવી

કેવામાં આવ્યું છે કે તેમના તે કયા કર્મો છે જેના કારણે તેઓ આ બદલાના હકદાર બનશે. આ પછી બીજા રુકૂઅમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)ને ઉદ્દેશીને ત્રણ વાતો કહેવામાં આવી છે :

એક એ કે વાસ્તવમાં તે અમે જ છીએ, જે કુર્આનને થોડું-થોડું તમારા ઉપર ઉતારી રહ્યા છીએ, અને તેનો હેતુ આપ (સલ્લ.)ને નહીં, પરંતુ ઇન્કાર કરનારાઓને સચેત કરવાનો છે કે આ કુર્આન મુહમ્મદ (સલ્લ.) પોતે પોતાના મનથી ઘડી રહ્યાં નથી, બલ્કે તેને ઉતારનાર ''અમે'' છીએ અને અમારી તત્ત્વદર્શિતા જ તે વાતનો તકાદો કરે છે કે એને એકી સાથે નહીં, પરંતુ થોડું-થોડું ઉતારીએ.

બીજી વાત એ કે ધૈર્યના સાથે પોતાનું પયગંબરીનું કર્તવ્ય નિભાવ્યે જાઓ અને કદી આ દુરાચારી અને સત્યનો ઇન્કાર કરનારા લોકોમાંથી કોઈના દબાણમાં ન આવો.

ત્રીજી એ કે રાત દિવસ અલ્લાહનું સ્મરણ કરો, નમાઝ પઢો અને રાત્રિઓ અલ્લાહની બંદગીમાં વિતાવો, કેમ કે આ જ તે વસ્તુ છે જેનાથી અસત્યના પૂરના સામે અલ્લાહ તરફ બોલાવનારાઓને મક્કમતા પ્રાપ્ત થાય છે. પછી એક વાક્યમાં વિધર્મીઓના ખોટા વલણનું મૂળ કારણ બતાવવામાં આવ્યું છે કે તેઓ આખિરત (પરલોક)ને ભુલીને દુનિયા (આલોક) ઉપર મોહી પડ્યા છે, અને બીજા વાક્યમાં તેમને ચેતવવામાં આવ્યા છે કે તમે સ્વયં બની ગયા નથી, અમે તમને બનાવ્યા છે અને એ વાત કે હર-હંમેશ અમારા સામર્થ્યમાં છે કે જે કંઈ અમે તમારા સાથે કરવા માગીએ, કરી શકીએ છીએ.

અંતમાં સંબોધન તે વાત ઉપર સમાપ્ત કરવામાં આવ્યું છે કે આ એક શિખામણની વાત છે, હવે જેનું મન ચાહે, તેને સ્વીકારીને પોતાના માલિકનો માર્ગ અપનાવી લે. પરંતુ દુનિયામાં મનુષ્યની ઇચ્છા પૂરી થઈ શકતી નથી, જ્યાં સુધી અલ્લાહ ન ચાહે, અને અલ્લાહની ઇચ્છા અંધાધૂંધ નથી. તે જે કંઈ પણ ચાહે છે, પોતાના જ્ઞાન અને પોતાની તત્ત્વદર્શિતાના કારણે ચાહે છે. આ જ્ઞાન અને તત્ત્વદર્શિતાના આધારે જેને તે પોતાની કૃપાનો હકદાર સમજે છે, તેને પોતાની કૃપામાં દાખલ કરી લે છે, અને જેને તે અત્યાચારી જુએ છે તેના માટે પીડાકારી યાતનાની વ્યવસ્થા તેણે કરી રાખી છે.



# (૭૬) સૂરઃ અદ્-દહ્ર

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૩૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. શું મનુષ્ય ઉપર અનંતકાળનો એક સમય એવો પણ વિત્યો છે જ્યારે તે કોઈ ઉલ્લેખનીય વસ્તુ ન હતો ?

૨. અને મનુષ્યને એક મિશ્રિત વીર્યના ટીપામાંથી પેદા કર્યો જેથી તેની પરીક્ષા લઈએ અને આ હેતુ માટે અમે તેને સાંભળવાવાળો અને જોવાવાળો બનાવ્યો.

૩. અમે તેને માર્ગ દેખાડી દીધો, પછી ચાહે કૃતજ્ઞતા દર્શાવનારો બને કે ઇન્કાર કરવાવાળો.

૪. ઇન્કાર કરનારાઓ માટે અમે બેડીઓ અને તોક અને ભડકે બળતી આગ તૈયાર કરી રાખ્યા છે.

૫. સદાચારી લોકો (જન્નત)માં શરાબના એવા પ્યાલા પીશે જેમાં કપૂર-જળ ભેળવવામાં આવ્યું હશે,

૬. આ એક વહેતું ઝરણું હશે જેનાં પાણીની સાથે અલ્લાહના બંદાઓ શરાબ પીશે અને જ્યાં ચાહશે ત્યાં સરળતાથી તેની શાખાઓ કાઢી લેશે.

૭. આ તે લોકો હશે જેઓ (દુનિયામાં) નઝર★ પૂરી કરે છે, અને તે દિવસથી ડરે છે જેની આપત્તિ સર્વવ્યાપી હશે,

૮. અને અલ્લાહના પ્રેમમાં ગરીબો, અનાથો અને કેદીઓને ભોજન કરાવે છે

૯. (અને તેમને કહે છે કે) ''અમે તમને માત્ર અલ્લાહ માટે જ ભોજન કરાવી રહ્યા છીએ, અમે તમારા પાસે ન કોઈ બદલો માગીએ છીએ ન આભાર-પ્રદર્શન,

૧૦. અમને તો પોતાના રબ (પ્રભુ)ની તે દિવસની યાતનાનો ડર લાગે છે જે સખત મુસીબતનો અત્યંત લાંબો દિવસ હશે.''

૧૧-૧૨. તો અલ્લાહ તેમને તે દિવસની મુસીબતથી બચાવી લેશે અને તેમને પ્રફુલ્લતા અને આનંદ પ્રદાન કરશે. અને તેમના સબ્ર (અલ્લાહના આજ્ઞાપાલનમાં દૃઢતા)ના બદલામાં તેમને જન્નત (સ્વર્ગ) અને રેશમી પોશાક પ્રદાન કરશે.

૧૩. ત્યાં તેઓ ઊંચી બેઠકો ઉપર ગાવ-તકિયાને અઢેલીને બેસ્યા હશે. ન તેમને તડકાની ગરમી સતાવશે, ન શરદીની ટાઢ.

૧૪. જન્નતની છાયા તેમના ઉપર ઝૂકીને છાંયડો કરી રહી હશે, અને તેના ફળ હંમેશાં તેમના વશમાં હશે (કે જે રીતે ઇચ્છે તેને તોડી લે.)

૧૫. તેમના આગળ ચાંદીના વાસણ અને કાચના પ્યાલા ફેરવવામાં આવી રહ્યા હશે,

૧૬. કાચ પણ એવા, જે ચાંદીના પ્રકારના હશે, અને તેમને (જન્નતના

('નઝર' અર્થાત્ માનતા, તેનો અર્થ એ છે કે અલ્લાહથી એ પ્રતિજ્ઞા કરવી કે માણસ તેની પ્રસન્નતા માટે અનિવાર્ય કામ ઉપરાંત કોઈ સારૂં કામ કરશે.)

વ્યવસ્થાપકોએ) યોગ્ય પ્રમાણમાં ભર્યા હશે.

૧૭. તેમને ત્યાં એવી શરાબના જામ પીવડાવવામાં આવશે જેમાં સૂંઠનું મિશ્રણ હશે,

૧૮. આ જન્નતનું એક ઝરણું હશે જેને 'સલ્‌-સબીલ' કહેવામાં આવે છે.

૧૯. તેમની સેવામાં એવા કિશોરો દોડતા ફરતા હશે જે હમેશા કિશોરો જ રહેશે. તમે તેમને જુઓ તો લાગે કે જાણે મોતી છે જે વિખેરી દેવામાં આવ્યા છે !

૨૦. તમે જ્યાં પણ નજર નાખશો નેઅમતો જ નેઅમતો (કૃપાઓ જ કૃપાઓ) અને એક મોટી સલ્તનતની સામગ્રી તમને દેખાશે.

૨૧. તેમના શરીર ઉપર ઝીણાં રેશમના લીલા પોશાક અને અતલસ તથા જરીબુટ્ટીદાર કપડાં હશે, તેમને ચાંદીના કંગન પહેરાવવામાં આવશે, અને તેમનો રબ તેમને અત્યંત શુદ્ધ શરાબ પીવડાવશે.

૨૨. આ છે તમારો બદલો અને તમારી કામગીરી કદરને પાત્ર ઠરી છે (રૂકૂઅ-૧)

૨૩. હે પયગંબર ! અમે જ તમારા ઉપર આ કુર્આન થોડું-થોડું કરીને અવતરિત કર્યું છે,

૨૪. તેથી તમે પોતાના રબના આદેશ ઉપર ધૈર્ય રાખો, અને આમાંથી કોઈ દુરાચારી અથવા સત્યના ઇન્કાર કરનારાની વાત ન માનો.

૨૫. પોતાના રબ (માલિક અને પાલનહાર)ના નામનું સવાર અને સાંજ સ્મરણ કરો,

૨૬. રાત્રે પણ તેના સમક્ષ સિજ્દો કરતા રહો, અને રાત્રિના દીર્ઘ સમયોમાં તેની તસ્બીહ (ગુણગાન) કરતા રહો.

૨૭. આ લોકો તો તત્કાળ પ્રાપ્ત થનારી વસ્તુ (દુનિયા—આલોક)ને પ્રેમ કરે છે અને આગળ જે ભારે દિવસ આવવાનો છે તેની ઉપેક્ષા કરે છે.

૨૮. અમે જ આમને પેદા કર્યા છે અને આમના સાંધા-બંધનો મજબૂત કર્યા છે, અને અમે જ્યારે ચાહીએ ત્યારે આમના રૂપ-રંગ બદલી નાખીએ.

૨૯. આ એક શિખામણ છે, હવે જેનું મન ચાહે પોતાના રબ (પ્રભુ) તરફ જવાનો માર્ગ અપનાવી લે.

૩૦. અને તમારા ઇચ્છવાથી કંઈ થતું નથી, જ્યાં સુધી અલ્લાહ ન ચાહે. નિઃશંક અલ્લાહ મોટો જ્ઞાતા અને તત્ત્વદર્શી છે,

૩૧. પોતાની કૃપામાં જેને ચાહે છે, તેને દાખલ કરે છે અને અત્યાચારીઓ માટે તેણે દુઃખદાયી યાતના તૈયાર કરી રાખી છે. (રૂકૂઅ-૨)



# (૭૭) અલ-મુરસલાત

## પરિચય

**નામ :**

પહેલી જ આયતના શબ્દ 'વલ્‌ મુરસલાત'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો આખો વિષય સ્પષ્ટ કરે છે કે આ મક્કી જીવનના આરંભિક તબક્કામાં ઊતરી છે.

**વિષયવસ્તુ :**

આનો વિષય કયામત (મહાપ્રલય પછી પુનર્જીવન) અને આખિરત (પરલોક)નો સ્વીકાર અને તેના પરિણામોથી લોકોને ચેતવવાનો છે, જે હકીકતોના ઇન્કાર અને સ્વીકારથી છેવટે નીપજશે.

પહેલી સાત આયતોમાં હવાઓની વ્યવસ્થા એ હકીકત માટે પુરાવા તરીકે રજૂ કરવામાં આવી છે કે કુર્આન અને હઝરત મુહમ્મદ (સલ્લ.) જે કયામતના આગમન વિષે સમાચાર આપી રહ્યાં છે તે જરૂર આવીને રહેશે.

મક્કાવાસીઓ વારંવાર કહેતા હતા કે જે કયામતથી તમે અમને ડરાવી રહ્યાં છો, તે લાવી બતાવો તો અમે માનીએ. આયત ૮ થી ૧૫ સુધી તેમની આ માગણીનો ઉલ્લેખ કર્યા વિના આનો જવાબ આપવામાં આવ્યો છે કે તે કોઈ રમત વાત નથી કે જ્યારે કોઈ વિદૂષક હસવામાં તેની માગણી કરે, તે જ વખતે તેને દેખાડી દેવામાં આવે. તે તો તમામ માનવ-સમુદાય અને તેની એકે-એક વ્યક્તિના મુકદમાના ફેંસલાનો દિવસ છે. તે માટે અલ્લાહે જે ચોક્કસ સમય નક્કી કરી રાખ્યો છે, તે વખતે તરત જ તે આવશે અને જ્યારે આવશે ત્યારે આ ઇન્કાર કરનારાઓ માટે વિનાશનો સંદેશ જ લઈને આવશે, ત્યારે તેમના હોશકોશ ઊડી જશે.

આયત-૧૬ થી ૨૮ સુધી કયામત અને આખિરતના ઉદ્‌ભવ અને તેના કારણોની સતત દલીલો આપવામાં આવી છે. એમાં બતાવવામાં આવ્યું છે કે માનવીનો પોતાનો ઇતિહાસ, તેનો જન્મ, તે જે ધરતી ઉપર જીવન ગુજારી રહ્યો છે તેની રચના, એ વાત માટે સાક્ષી આપી રહ્યાં છે કે કયામતનું આવવું અને આખિરતની દુનિયાનું અસ્તિત્વમાં આવવું શક્ય પણ છે અને અલ્લાહની હિકમત (તત્ત્વદર્શિતા)નો તકાદો પણ. જેના સાથે જે કોઈ કોમનું વલણ ટકરાય તો પરિણામ એ જ આવે છે, જે સામેથી આવતી ટ્રેન તરફ રોકાયા વિના ચાલતો જઈ રહ્યો હોય અને આનો અર્થ એ પણ છે કે સૃષ્ટિના સામ્રાજ્યમાં માત્ર

ભૌતિક નિયમો જ કાર્યરત નથી, બલ્કે એક નૈતિક કાનૂન પણ કાર્યરત છે જેના હેઠળ આ દુનિયામાં પણ માપદંડની પ્રક્રિયા ચાલુ છે. જે અલ્લાહે તેને પહેલાં ધરતીના આ અંશોમાંથી કાઢ્યો હતો, તે જ તેને પછી ફરીવાર કાઢી લાવી શકે છે. તેના સામર્થ્યનો વિચાર કરો તો તમે આનો ઇન્કાર કરી શકતા નથી કે તે આવું કરી શકે છે અને તેની તત્ત્વદર્શિતા ઉપર વિચાર કરો તો તમે આનો પણ ઇન્કાર કરી શકતા નથી કે ધરતી ઉપર જે અધિકારો તેણે તમને આપ્યા છે, તેમના ખરા અને ખોટા ઉપયોગનો હિસાબ લેવો ખરેખર તેની વ્યવસ્થાનો તકાદો છે અને હિસાબ લીધા વિના છોડી દેવો સાવ તત્ત્વદર્શિતા (હિકમત) વિરૂદ્ધની વાત છે.

આ પછી આયત-૨૮ થી ૪૫ સુધી તે લોકોના પરિણામ વર્ણવવામાં આવ્યાં છે, જેમણે તેના ઉપર ઈમાન લાવીને પોતાની આખિરત શણગારવાની કોશિશ કરી અને માન્યતાઓ તથા વિચારસરણીઓ, નીતિમત્તા તથા કર્મો, અને ચારિત્ર્યની તે બૂરાઈઓથી દૂર રહ્યાં છે જે સામાન્ય રીતે તો માણસની દુનિયા બનાવતી હોય, પણ આખિરત બગાડનારી હોય.

અંતમાં, આખિરતનો ઇન્કાર કરનારાઓ અને અલ્લાહની બંદગીથી વિમુખ થનારાઓને ચેતવવામાં આવ્યા છે કે દુનિયાના અલ્પ જીવનમાં જે કંઈ મોજમજા કરવી હોય કરી લો, છેવટે તમારું પરિણામ સખત વિનાશકારી આવશે અને વાતનું સમાપન કરતાં ફરમાવવામાં આવ્યું છે કે આ કુર્આન દ્વારા પણ જે વ્યક્તિ માર્ગદર્શન ન પામે, તેને ત્યાર પછી દુનિયાનું કોઈ માર્ગદર્શન બચાવી શકતું નથી.



# (૭૭) સૂરઃ અલ-મુરસલાત

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨ ● આયતો : ૫૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. સોગંદ છે તે (હવાઓ)ના, જે લાગલગાટ મોકલવામાં આવે છે,
૨-૩. પછી તોફાની ઝડપથી ચાલે છે અને (વાદળોને) ઉઠાવીને ફેલાવે છે.
૪. પછી (તેમને) ફાડીને અલગ કરે છે,
૫. પછી (હૃદયોમાં અલ્લાહનું) સ્મરણ નાખે છે
૬. કારણના સ્વરૂપે અથવા ચેતવણીના સ્વરૂપે,
૭. જે વસ્તુનો તમારાથી વાયદો કરવામાં આવી રહ્યો છે તે અવશ્ય ઘટિત થવાની છે.
૮. તો જ્યારે તારાઓ ઝાંખા પડી જશે,
૯. અને આકાશને ફાડી નાખવામાં આવશે,
૧૦. અને પર્વતોને પીંજી નાખવામાં આવશે,
૧૧. અને પયગંબરોના હાજર થવાનો સમય આવી પહોંચશે (તે દિવસે તે વસ્તુ ઘટિત થઈ જશે).
૧૨. કયા દિવસ માટે આ કામ બાકી રાખવામાં આવ્યું છે ?
૧૩. ફેંસલાના દિવસ માટે
૧૪. અને તમને શું ખબર કે તે ફેંસલાનો દિવસ શું છે ?
૧૫. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૧૬. શું અમે પહેલાના લોકોને નષ્ટ નથી કર્યા ?
૧૭. પછી તેમના જ પાછળ અમે પછીથી આવનારાઓને રવાના કરીશું.
૧૮. અપરાધીઓ સાથે અમે આવું જ કરીએ છીએ.
૧૯. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૨૦. શું અમે એક તુચ્છ પાણીમાંથી તમને પેદા નથી કર્યા
૨૧-૨૨. અને એક નિશ્ચિત સમય સુધી તેને એક સુરક્ષિત જગ્યાએ રાખી મૂક્યું ?
૨૩. તો જુઓ, અમે આના ઉપર સમર્થ હતા, તો અમે ખૂબ સારૂં સામર્થ્ય ધરાવીએ છીએ.
૨૪. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૨૫. શું અમે ધરતીને એકઠા કરી રાખનાર નથી બનાવી,
૨૬. જીવતા માટે પણ અને મડદાઓ માટે પણ,
૨૭. અને તેમાં ઊંચા-ઊંચા પર્વતો જમાવ્યા, અને તમને મીઠું પાણી પીવડાવ્યું ?
૨૮. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૨૯. ચાલો હવે તે જ વસ્તુ તરફ જેને તમે ખોટી ઠેરવતા હતા.

૩૦. ચાલો તે છાંયડા તરફ, જે ત્રણ શાખાઓવાળો છે.
૩૧. ન ઠંડક પહોંચાડનારો અને ન આગની ઝાળથી બચાવનારો.
૩૨. તે આગ મહેલ જેટલી મોટી-મોટી ચિંગારીઓ ફેંકશે
૩૩. (જે ઉછળતી એવી લાગશે) જાણે તે પીળા ઊંટો છે.
૩૪. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૩૫. આ તે દિવસ છે જેમાં તેઓ ન કંઈ બોલશે
૩૬. અને ન તેમને કોઈ તક આપવામાં આવશે કે કોઈ બહાનું આગળ ધરે.
૩૭. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૩૮. આ ફેંસલાનો દિવસ છે. અમે તમને અને તમારા પહેલાના લોકોને એકઠા કરી દીધા છે.
૩૯. હવે જો કોઈ ચાલ તમે ચાલી શકતા હોવ તો મારા સામે ચાલી જુઓ.
૪૦. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે. (રુકૂઅ-૧)
૪૧. અલ્લાહથી ડરનારા લોકો આજે છાંયડામાં અને ઝરણાંઓમાં છે
૪૨. અને જે ફળ તેઓ ઇચ્છે (તેમના માટે હાજર છે.)
૪૩. ખાઓ અને પીઓ મજાથી, પોતાના તે કર્મોના બદલામાં જે તમે કરતા રહ્યા છો,
૪૪. અમે સત્કર્મી લોકોને આવો જ બદલો આપીએ છીએ.
૪૫. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૪૬. ખાઈ લો અને મજા કરી લો થોડા દિવસ ! હકીકતમાં તમે લોકો ગુનેગાર છો.
૪૭. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૪૮. જ્યારે તેમને કહેવામાં આવે છે કે (અલ્લાહ સમક્ષ) ઝૂકો તો નથી ઝૂકતા.
૪૯. વિનાશ છે તે દિવસે ખોટું ઠેરવનારાઓ માટે.
૫૦. હવે આ (કુર્આન) પછી અન્ય કઈ વાણી એવી હોઈ શકે છે જેના ઉપર આ લોકો ઈમાન લાવે ? (રુકૂઅ-૨)



# (૭૮) અન્-નબા

## પરિચય

**નામ :**

બીજી આયતના વાક્ય 'અનિન્નબઇલઅઝીમ'ના શબ્દ 'અન્-નબા'ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે, અને આ માત્ર નામ જ નહીં, બલ્કે આ સૂરઃના વિષયોનું શીર્ષક પણ છે, કારણ કે 'નબા'નો અર્થ ક્યામત અને આખિરતના સમાચાર છે અને સૂરઃમાં સમગ્ર ચર્ચા આ વાત ઉપર જ કરવામાં આવી છે.

**ઉતરાણકાળ :**

સૂરઃ કિયામહથી સૂરઃ નાઝિઆત સુધી સૌનો વિષય એક-બીજાને મળતો છે અને આ બધી મક્કાના આરંભિક કાળમાં ઊતરેલી જણાય છે.

**વિષયવસ્તુ :**

આનો વિષય ક્યામત અને આખિરતનું સમર્થન અને તેના માનવા કે ન માનવાના પરિણામથી લોકોને ચેતવવાનો છે. મક્કામાં જ્યારે શરૂ-શરૂમાં અલ્લાહના રસૂલ (સલ્લ.)એ ઇસ્લામના પ્રચારનો આરંભ કર્યો, ત્યારે તેનો આધાર ત્રણ વાતો હતી. તૌહીદ (એકેશ્વરવાદ), મુહમ્મદ ((સલ્લ.)નું ઈશદૂતત્વ અને આખિરત (પરલોક). આ ત્રણેય વાતોમાંથી પ્રથમ બે વાતો પણ જો કે મક્કાવાસીઓને સખત નાપસંદ અને અસ્વીકાર્ય હતી, છતાં સ્પષ્ટ કારણોસર વાસ્તવમાં એટલી મૂંઝવણનું કારણ ન હતી, જેટલી ત્રીજી વાત હતી. તેને જ્યારે તેમના સામે પ્રસ્તુત કરવામાં આવી, તો તેમણે સૌથી વધુ તેની જ હાંસી ઉડાવી. પરંતુ ઇસ્લામના માર્ગે તેમને લાવવા માટે તે તદ્દન અનિવાર્ય હતું કે આખિરતની આસ્થા તેમના મનો-મસ્તિષ્કમાં ઉતારવામાં આવે, કેમ કે આ ધારણાનો સ્વીકાર કર્યા વિના તે શક્ય જ ન હતું કે સત્ય અને અસત્ય વિષે તેમની વિચારધારા ગંભીર થઈ શકે. આ જ કારણ છે કે મક્કામાં ઊતરેલી આરંભિક કાળની સૂરઃઓમાં વધુ ભાર આખિરતની આસ્થાને હૃદયોમાં ઉતારવા ઉપર મૂકવામાં આવ્યો છે. આ સમયગાળાની સૂરઃઓમાં આખિરત અંગેના આ વારંવારના વર્ણનનું કારણ સારી રીતે સમજી લીધા પછી હવે આ સૂરઃના વિષયો ઉપર નજર નાખી લો. આમાં સૌ પ્રથમ તે ચર્ચાઓ અને ગુસપુસ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે, જે ક્યામતના સમાચાર સાંભળીને મક્કા શહેરની શેરીઓ, બજારો તથા મક્કાવાસીઓની દરેક મહેફિલમાં થઈ રહી હતી. તે પછી ઇન્કાર કરનારાઓને પૂછવામાં આવ્યું છે કે શું તમને આ ધરતીથી લઈને આકાશ સુધીના ચમત્કારિક કારખાના અને તેમાં દેખાતી તત્વદર્શિતા અને ભેદ અને હિત દેખાતા નથી ? તેની તમામ વસ્તુઓ શું તમને એ બતાવી રહી